# गोहिलराज्यनो इतिहास.

## भाग १ लो.

( संस्थान भावनगर. )


રચી પ્રસિદ્ધ કરનાર

## हरजीवनदास गोविंदराम

સિહોર ન્યાયકોર્ટના વકીલ. ( હાલ ઉમરાળા )

અને

## दामजी त्रि० मकनदास

સિહોર તાલુકાસ્કુલના આસિસ્ટંટ.



## અમદાવાદ મધ્યે

નાગોરીની હવેલીમાં અ૦ યુનાઈટેડ પ્રિન્ટીંગ અને
જ૦ એજન્સી કંપની "લિમીટેડ"ના પ્રેસમાં

**રણછોડલાલ ગંગારામે છાપ્યો.**

સંવત ૧૯૩૬.—સને ૧૮૮૦.

**કિમ્મત ૮ આના.**

# जुनी कविता.

## छपय.

चंद्रवंशी सरदार, गोत्र गौतम वखाणुं,
आत्रा ¹माधवी सार, शके समरत्थ जाणुं,
अग्नि देव उदार, देव चामुंडा देवी,
शोहत कुळ परमाण, आद गोहिल कुळ एवी,
जे विक्रम वध करनार नृप, ²शालीवान चक्रवे धर्यो,
ते पछी तेज ओलादनो, सोरठना तिलक थयो.॥१॥

---

१ मार्कंडिनि.  २ शालीवाहन.

## नेकनामदार सखावत बहादुर महाराजा राओळ श्रीतख्तसिंहजी. संस्थान भावनगरना ठाकोर साहेब.

आप बाल्यावस्थामां सारी केळवणी संपादन करी, न्याय, नीति, धर्म, अने दयाथी राज चलावो छो. खरे रस्ते, सखावत करवामां तो आप हौंसिला अने एक्का छो, वळी इतिहासिक हकीकत जाणवामां वधारे खंती छो, आपना पूज्य पूर्वजोए महा अद्‌भूत पराक्रमो करी, जगतमां सुकीर्त्ति गजावी मुकी छे, तेनुं यथास्थित वर्णन आ पुस्तकमां करेलुं छे, माटे आप गोहिल कुळ दीपकनुं मानवतुं मुबारक नाम आ ग्रंथ साथे जोडी राखवा आपना सेवको रजा लेछे.

आपना आज्ञांकित अने

नम्र सेवको.

**ग्रंथ कर्त्ता.**

# गोहिल राज्यनो इतिहास

## भाग १ लो.

### ( संस्थान ભાવનગર. )

મર્યાદા—ભાવનગર સંસ્થાન કાઠીઆવાડ ઈલાકાના ગોહિલવાડ નામના પૂર્વ પ્રાંતમાં આવેલું છે. એની ઉત્તરે અમદાવાદ જીલ્લાનું ધંધુકા પરગણું, દક્ષિણે આરબી સમુદ્ર, પૂર્વે ખંભાતનો અખાત અને અમદાવાદ જીલ્લાનું ગોઘા પરગાણું અને પશ્ચિમે ખાસ કાઠીઆવાડ પ્રાંત આવેલો છે. આ રાજનાં કેટલાંક ગામ અમદાવાદ જીલ્લા સાથે સેળભેળ થઈ ગએલાં છે.

આ સંસ્થાનમાં કુલ ૬૬૮ ગામો છે. તેના દસ મહાલ અથવા પરગણાં કરેલાં છે. દસક્રોઇ, સિહોર, મહુવા, કુંડલા, લોલીઆ, ઉમરાળા, બોટાદ, ગઢડા, ભાલ ને તળાજા. તેમાં સુમારે ૪૨૮૫૦૦ માણસોની વસ્તી છે. અને તેનું ક્ષેત્રફળ ૨૭૮૪ ચોરસ મૈલ, અથવા ૧૭૮૨૩૧૯ એકર જમીનનું છે. તે પૈકી ૪૮૬ ગામોનો વહીવટ ખાતાબંદીની રીતે થાયછે. તેમાં સુમારે ૬૩૨૨૯૫ એકર અથવા ૧૫૮૦૭૩૯ વીઘા જમીન ખેડાણ છે. અને બાકીની જમીન રકમબંદી, ઈજારા, તથા ચાકરીયાત, પસાયતા, ધર્માદાના, તથા મૂળ ગરાસીયાનાં ગામોમાં, અને દરબારી ઘાસનાં બીડો તથા ખરાબા વગેરેની

પડતરછે. ભાલની જમીન સપાટ ને ખારવાળી છે. લી-લીઆની જમીન કાળી ને ફળદ્રુપછે. પણ એ રાજનો ઘણો ભાગ પાહાડી છે. ડુંગરોમાં સિહોરનો, બાબરીઆધારને મીતીઆળા એ મુખ્ય છે. છેલ્લો ડુંગર સૌથી વધારે એટલે ૧૦૦૦ ફીટ ઊંચો છે. આ રાજના પશ્ચિમ છેડાપર ગીરનો ડુંગર આવેછે. મોટી નદીઓમાં સુકભાદર, કાલુભાર, ઘેલો શેત્રુંજી બગડ ને માલણ એ છે.

૩, જુવાર, બાજરી, ઘઊં, ચણા, દીવેલી, શેરડી, કઠોળ ઇત્યાદી ખેતીની પેદાશ થાય છે. રાજધાનીનું શેહેર ભાવનગર તથા મહુવા એ મોટાં બંદરોછે. ને તે વિના પીપાવાવ, કથી-વદર, સરતાનપુર વગેરે બંદરોછે. વસ્તીનો મોટો ભાગ હિંદુ છે. ને તેથી ઉતરતા મુસલમાન છે. પારસી ને કેટલાક ખ્રિ-સ્તીઓ પણ હાલમાં વસેછે. અસલી વતનીમાં કોળી, આ-હીર, બાબરીઆ, ખાંટ વગેરે ઘણાછે. રજપુતોમાં ગોહેલ, ગેલોતર, વાજા, વાળા, સરવીઆ વગેરે છે. તથા ખુમાણ, ખાચર વગેરે જાતના કાઠીઓ છે.

---

## प्रकरण १ लुं.

"ગોહેલા" એ સંસ્કૃત શબ્દ, બે શબ્દ મળીને થયેલોછે. "ગો+ઇલા" તેમાં "ગો" એટલે શક્તિ અને "ઇલા" એટલે પૃથ્વી સામટો અર્થ પૃથ્વીની શક્તિ થાય છે.

ભાવનગરના મહારાજા ગોહેલ જાતના છે. તેઓ ચંદ્ર-

વશી હોવાથી તેઓની ઉત્પત્તિ પ્રાચિન સમયના ઈતિહાસિક ગ્રંથો ઉપરથી, તથા વહીવંચા લોકો પાસેથી મળ્યા મુજબ વંશાવળી છેવટના ભાગમાં દાખલ કીધી છે. તેઓમાં જે રાજાઓ પ્રાચિનકાળમાં, ધાર્મિક, શૌર્ય, નીતિ, અને રાજ્યનેષ્ટા, આદી સત્કર્મવડે અદ્ભૂત કીર્ત્તિ સંપાદન કરી પ્રસિદ્ધી પામેલા છે. તેઓનું બયાન ઝાંઝરશી સુધી સંક્ષિપ્ત રૂપે, અને ગોહિલ રાજ્યનો પાયો નાખનાર મૂળપુરૂષ સેજકજીથી અદ્યાપી પર્યંત ઉત્તરોત્તર અનુક્રમે થયેલા રાજ્યકર્તાઓ તથા તેઓએ જે જે પરાક્રમો કીધેલાંછે તે સર્વેનું સવિસ્તર બયાન નીચે પ્રમાણે છે.

"ચંદ્રરાજા" મહાપરાક્રમી થયા. જેનાથી તેની ઓલાદના રાજાઓ "ચંદ્રવંશી" એવી સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા.

"પુરૂરવા" એ મહા પ્રતાપી રાજા થયા. જેણે સાતે દ્વિપનું સ્વતંત્રપણે રાજ્ય કર્યું.

"નહુષ" જેણે પોતાના તેજ, તપશ્ચર્યા અને અદ્ભૂત પરાક્રમવડે દેવતાઓનો પરાભવ કરી સ્વર્ગનું રાજ્ય કરેપું.

"અયાતી" ચક્રવર્તી રાજા થઈ ધર્મથી પૃથ્વીની રક્ષા કરી શુક્રાચાર્યની દીકરી દેવયોની તથા વૃષપર્વાની પુત્રી શર્મીષ્ટા સાથ પાણી ગ્રહણ કરેપું, અને પોતાના નાના પુત્ર પુરૂને રાજ્ય તથા પોતાની જરા અવસ્થા આપી તેની યુવાવસ્થા લીધી.

"જન્મેજય" જેણે વિશ્વજીત નામે ત્રણ અશ્વમેધ યજ્ઞ કર્યા.

"પ્રાચિનવાન" જેઓએ પૂર્વદિશામાં પોતાની જીત મેળવી સત્તા સ્થાપન કરી.

"મતીનાર" તેમણે સરસ્વતીનદીને કાંઠે ઉગ્રયજ્ઞ કર્યા જેથી સરસ્વતી તેમને વર્યાં.

"દુષ્યંત" પુરૂકુળમાં સિંહરૂપ અને મહાશૂરવીર થયા. જેણે કર્ણ્વઋષિની પુત્રી શંકુન્તલા સાથે લગ્ન કરેલું.

"ભરત" પૃથ્વીનાં બધાં રાજ્યો જીતી ચક્રવર્તી થઈ મોટા યશને પામ્યા. તેના પ્રભાવે આ જંબુદ્વિપ "ભરતખંડ" એવા અભિધાનથી ઓળખાવા લાગ્યો. અને તેના વંશજો ભારત નામની અડકથી વિખ્યાત થયા.

"અજમીઢ" મહા પરાક્રમી થયા. તેની ઓલાદના "અજમીઢ" એવી અડકથી પ્રસિદ્ધી પામ્યા.

"દેવવ્રત" (ભીષ્મ) જેઓ ધર્મ, નીતિ, અને શૂરવીરતામાં સર્વોત્કૃષ્ટ ગણાયા.

"પાંડુ" મહા સામર્થ્યવાન રાજા થયા. જેથી તેના વંશજો "પાંડવ" એવી સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા.

"અર્જુન" જેઓએ ઇ૦ સ૦ પૂર્વે ૧૪૦૦ વરસ ઉપર કુરૂક્ષેત્રમાં કૌરવ સાથે ઉગ્ર યુદ્ધ કરી બાણ ચાતુર્યવડે પોતાનું શૌર્યબળ બતાવી આપ્યું. જે ભારતાદિક ગ્રંથોમાં પ્રસિદ્ધછે.

"અભિમન્યુ" જેણે એકાએક કીશોરવયમાં ચક્રાવાના યુદ્ધમાં પોતાના બાહુબળે દારૂણ સંગ્રામ કરી બળવાન યોદ્ધાઓને હરાવ્યા.

"પરીક્ષત" મોટાં પરાક્રમ કરી છેવટ શ્રીમદ્‌ભાગવતનું શ્રવણ કરી મોક્ષ પદને પામ્યા.

"જન્મેજય" ચોતરફ દીગવિજ્ય કરી ચક્રવર્તી રાજા થયા. અને પોતાના પિતાનું વૈર લેવા યજ્ઞ કરી નાગનાં કુળોને હોમ્યાં.

"શાલીવાહન" જેણે દક્ષિણમાં મુંગીપર પાટણનું (જેને હાલ પેઠ કહેછે) રાજ્ય કરેલુ એવું કહેવાય છે કેતેણે સંવત ૧૩૫ માં માળવાના પ્રખ્યાત વિક્રમ રાજાને હરાવી તેનું શકારી પદ છીનાવી લેઇ ઉજ્જન નગરી તાબે કરી પોતાનો શક પ્રવર્તાવ્યો, તે હજુ સુધી ચાલે છે.

"હંસરાજજી" પ્રથમ દક્ષિણ દેશમાંથી આવી મારવાડમાં બાલોતરાની પશ્ચિમે દસ મૈલ ઉપર લુણી નદીને કિનારે જાના ખેરગઢની પડોશમાં વશ્યા. અને ત્યાંના મૂળ રહેવાશી ખરવાભીલને મારી કાઢી તે જગ્યો છીનાવી લેઈ પોતાની સત્તા સ્થાપન કરી.

"લાજી" જેઓ એક ચારણના વચન ઉપર પોતાના પ્યારા અને અમુલ્ય પ્રાણની બીલકુલ દરકાર નહીં રાખતાં રાજ્ય છોડી સમુદ્રમાં ઘોડા સહીત ચાલ્યા ગયા,

"ઝાંઝરસી" એ ખેરગઢના છેલ્લા રાજા મહા શૂરવીર અને સામર્થ્યવાન હતા. અને તેના પુત્ર સેજકજી ગોહિલ રાજ્યનો પાયો નાખનાર મૂળ પુરૂષ થયા.

---

# प्रकरण २ जुं.

ગોહિલ રાજાના મૂળ પુરૂષ સેજકજી તે ચંદ્રવંશી; અને શકકર્ત્તા શાલીવાહનની ઓલાદના કહેવાયછે. જેનું ગોત્ર ગૌતમ, શાખા માધ્યંદિની, પ્રવરત્રણ અગ્નિ દેવતા, અને કુળદેવી ચામુંડાછે.

સેજકજીના પૂર્વજો ત્રણ ચાર પેઢીથી ડાભી જાતના રજપૂતોની દીકરી પરણતા. અને તેના બદલામાં તેઓ તેને જીવાઇ આપતા. તે મુજબ સેજકજીને મૂળદેવ નામના ડાભીએ પોતાની દીકરી પરણાવી. અને ડાભી લોકો ત્યાં માન કરી દાખલ રહ્યા. પણ જોધપુરના રાઠોડના સરદાર બીજા શીયાજીના દીકરા અસ્તાનજી ઉર્ફે અમસ્થાએ ઉસ્કેર્યા કે તમે જથાવાળાં માણસ તથા બળવાન છતાં એ નિર્બળ ગોહિલોના તાબામાં રહી શરમીંદગી હાલતમાં દિવસ ગુજારોછો તે સારૂં નહીં માટે તમે ગોહિલો પાસેથી રાજ જીતીલ્યો. અને તેમાં મદદ જોઈશે તો અમો આપીશું. આ ઉસ્કેરણીથી ડાભીઓએ સેજકજીને દગેથી મારી નાંખવાને ઇરાદે પોતાને ઘેર જમવા નોતર્યા. દરમીઆન સેજકજીનાં સદ્ગુણી ઠકરાણાં જે કે પોતાને પીયર હતાં. તેને એ છુપા કપટની જાણ થતાં એકદમ રથ જોડાવી પોતાના સૌભાગ્ય રક્ષકપતિ ( સેજકજી ) પાસે જઇ તેમને ડાભીઓના દુષ્ટ વિચારથી વાકેફ કર્યા. આ છુપા છળભેદની જાણ થતાંવાંતજ તેણે પોતાના ચંચળ, અને શૂરવીર સામંતોને એકઠા કરી ઉપરની

હકીકત કહી સંભળાવી. ને પોતે સંકેતકરી હથીઆરબંધ સૈન્ય સહવર્તમાન ડાભીને ત્યાં (લડવાના હેતુથીજ) જમવા ગયા. તે વખત ડાભીના સઘળા સરદારો પણ લડાઈના મનસૂબાથી એકઠા થઈ રહેલા હતા. તેઓ ભાણા ઉપર બેઠા કે તુરત તેમણે જલદ તલવારને અંકુશમાં નહીં રાખતાં અરસપરસ સપાટાબંધ ચલાવી. ઠાકોરોએ એક બીજાને શરીરે ઘા કર્યા. ભાણાં પીરશ્યાં રહ્યાં. લોહીની નીકો વહી. અને સેજકજીએ પોતાની તીવ્ર કટારી ઉચ્ચકતેકને માનની છાતી વચ્ચે ઘોંચી તેનો જીવ લીધો. જેમ કોઈ મૃગયા રમતો હોય, તેમ ગોહિલે ડાભીઓની સાથે લડીને પોતાની રમત પૂરી કરી. આ લડાઈમાં ગોહિલો ડાભી લોકોનાં પુષ્કળ માણસોનો ઘાણવાળી અત્યંત હર્ષભેર પોતાની રાજ્યધાની તરફ પાછા ફર્યા.

રાઠોડ રજપૂતોએ ઉભય પક્ષ વાળાને પરસ્પરની લડાઈમાં કમ કૌવતવાન થઇ ગયેલા જાણી તેઓને ગિરાસમાંથી મારી કાઢી ખેરગઢનું રાજ્ય તેના સરદાર રણમલે પોતાને હસ્તગત કર્યું. એટલે સેજકજી પોતાનાં માણસો એકઠાં કરી પોતાના કારભારી શા. રાજપાળ અમીપાળ, તથા કુળગોર અંબારામ વલ્લભરામને સાથે લઈ પ્રારબ્ધ અજમાવવા પરદેશમાં નીકળ્યા. પ્રથમના રથમાં પોતાના ઇષ્ટદેવ મોરલીધરની મૂર્તિ અને પોતાના કુળના ક્ષેત્રપાળનું ત્રિશૂળ મૂકી તેમણે આ સોરઠ દેશમાં આવવા કુચ કર્યું. મોરલીધરે સેજકજીના સ્વપ્નામાં આવી કહ્યું કે " જ્યાં રથ અટકી પડે ત્યાં નિવાસ

કરવો.,, એ સ્વપ્ન ઉપર સંપૂર્ણ વિશ્વાસ રાખી ચાલતાં સોરઠમાં પાંચાળ પ્રગણાના ગામ શાહપુર આગળ ઇ. સ. ૧૨૬૦ની સાલમાં આવી પહોંચ્યા. ત્યાં આગળ રથનું પૈડું નીકળી પડ્યું તેથી સેજકજીએ શાહપુર ગામમાં પોતાનો મુકામ કરી કારભારી શા. રાજપાળને સાથે લેઇ જુનાગઢના ચુડાસમા રાજા રાવ કવાતની પાસે ગયા. રાવે તથા તેના દીકરા ખેંગારે તેનો સારીપેઠે સત્કાર કરી સ્વદેશ છોડવાનું કારણ પૂછ્યું. ત્યારે સેજકજીએ યથાસ્થિત હકીકત કહી સંભળાવી, તેથી રાવે તેને શાહપુર તથા બીજાં અગિઆર ગામ આપી એ ભાગનું ખાંટ અને ભીલ જાતના લૂટારા લોકથી સંરક્ષણ કરવાનું કામ તેમને સોંપ્યું; અને રાવે તેને પોતાની હજુરમાં રાખ્યા. એક વખત ખેંગાર કુંવર શિકાર કરવા નીકળેલા, તે ફરતા ફરતા શાહપુર પાસે આવ્યા. ત્યાં તેને સસલાનો શિકાર નજરે પડ્યો. તેની પાછળ દોડતાં તે સસલો પોતાના જીવનો બચાવ કરવા ગોહિલની છાવણીમાં ઘુસી ગયો. ગોહિલ પાસેથી ખેંગારે સસલો માગ્યો. પણ તેણે ના પાડી કહ્યું કે શરણે આવેલાને રજપૂતનો દીકરો કદી સોંપશે નહીં. આ જવાબથી કુંવરને ક્રોધ ચઢ્યો. અને બળાત્કારે લેવાનું કહેતાં, સેજકના જે ભાઇ ભત્રિજા તે વખત હાજર હતા. તેઓ હથીઆર પકડી સામા થયા. તેની સાથે કુંવરને લડાઈ થઇ. તેમાં કુંવરનાં પુષ્કળ માણસો માર્યા ગયાં. અને છેવટ કુંવરને ગોહિલે પોતાની છાવણીમાં કેદ કર્યા.

આ હકીકત લડાઇમાંથી બચેલા માણસોએ જઈ રાવને જાહેર કરી, પણ કુંવર હયાત છે કે નહીં, એ બાબત અજાણપણું બતાવ્યું. આ વખત સેજકજી રાવની કચેરીમાં હાજર હતા. તે આ હકીકત સાંભળી ઘણા શોકાતુર થયા. અને જાણ્યું કે હવે ગિરાસ ખાવો મુશ્કેલ છે. એમ સમજી ઉભા થઈ નમન કરી પટો હતો તે રાવના ખોળામાં નાંખ્યો. કનાતે પૂછ્યું કે તમે આમ શું કરવાને કરોછો? તેના જવાબમાં સેજકજીએ કહ્યું કે મારા માણસે તમારો એકનો એક કુંવર મારી નાંખ્યો. તો હવે તમારા દેશમાં મારાથી શી રીતે રહી શકાય? રાવે તેને સારી રીતે દિલાસો આપી પટો પાછો આપ્યો. અને કહ્યું કે કંઇ ચિંતા નહીં. એટલે સેજકજી રાવની રજાથી શાહપુર આવ્યા. અને તપાસ કરતાં કુંવર હયાત છે એમ માલમ પડ્યું, જેથી કુંવરને કેદમાંથી છૂટો કરી પોતાની કુંવરી વાલમ કુંવરીબાને ઘણા હર્ષથી માન સાથે પરણાવી મોટા દાયજા સહીત જુનાગઢ તરફ વિદાય કર્યા.

આ નિકટનો સંબંધ જોડાયાથી રાવે શાહપુર અને બીજાં બાર ગામ સેજકજીને જાગીરમાં આપ્યાં. એટલે રાવની પરવાનગીથી શાહપુર પાસે પોતાના નામ ઉપરથી સેજકપુર નામે ગામ વસાવ્યું. અને પોતાની રાજધાની ત્યાં ઠરાવી. સિવાય આસપાસની ઉજડ જમીનમાં બીજાં ચાળીશ ગામ નવાં વસાવી સેજકપુર તાલુકાનો વિસ્તાર વધાર્યો. અને પોતાના ભાઇઓને તેમણે જૂદાં જૂદાં ગામો નીમી આ યાં. તેમાં

હનુજીને અગડ, માનસિંહજીને બોટાદ પાસેનું ટાટમ, દુદાજીને તુરખા, દેપાળજીને પાળીયાદ, સોનકજીને બોટાદ, વીસાજીને ખસ, જોધાજીને ઝમરાળું, એ રીતે આપવાથી તેઓ શાહપુર છોડી પોતપોતાના ગિરાસમાં જઈ વશ્યા. અને સેજકજી ઈ. સ. ૧૨૯૦ની સાલમાં કૈલાશવાશી થયા. સેજકજીને ત્રણ દીકરા હતા. તેમાં પાટવી પુત્ર રાણજી ઇ. સ. ૧૨૯૦ની સાલમાં ગોહિલ તખ્તના વારસ થઈ સેજકપુરની ગાદીએ બેઠા અને બીજા સારંગજી અને શાહજી જે વાલમ કુંવરીબાના સગા ભાઇઓ હતા. તેમને કુંવરી પોતાની સાથે જુનાગઢ તેડી ગયાં હતાં. તેના ઉપર રાવની મેહેરબાની થવાથી સારંગજીને હઠીલા સુદ્ધાંત ચોવીશ ગામનું, અને શાહજીને પણ તેટલાજ ગામનું માંડવી પ્રગણું. એ રીતે બે પ્રગણાં બક્ષીસ આપ્યાં;તેમાં હઠીલા વાળાએ છેવટ લાઠીમાં રાજ્ય સ્થાપ્યું. અને માંડવીવાળાએ ગારીઆધારથી પાળીતાણામાં સ્થાપ્યું.

રાણજીએ ભાદર અને ગોમા નદીના સંગમ ઉપર પોતાના નામ ઉપરથી રાણપુર નામે ગામ વસાવ્યું. અને ધંધુકાના પ્રખ્યાત રાજા ધનમેરની સાથે મિત્રાચારી કરી, અને તેની દીકરી પરણ્યા. એ સંબંધથી તેને જે પુત્ર થયો તેને ખસ ગામ ગિરાસમાં મળ્યું. તેના વંશજો "ખસીયા" કોળી કહેવાયા. વળી એમ પણ કહેછે કે સેજકજીના ભાઇ વીસાજીને ખસ ગામ મળ્યું હતું. તેણે ધંધુકાના ધનમેર રાજાની

દીકરી સાથે લગ્ન કર્યાથી તેના વંશમાંથી "ખસીયા" કોળી કહેવાયા.

રાણજીના વખતમાં એ વાળાક પ્રગણાં (વળા અને તળાજા) વાળા જાતીના રાજાને તાબે હતાં. એ એભલ પછી વળાના તખ્ત ઉપર અણા રાજાનો દીકરો ત્રીજો એભલ નામનો પ્રખ્યાત રાજા વળામાં રાજ્ય કરતો હતો. વળા ગામમાં પ્રથમ કાયસ્થના ગોર વાલ્મ બ્રાહ્મણો ઘણા રહેતા. તે કાયસ્થોની દરેક કન્યા પરણે તે ઉપર ભારે દાપાનો હક લેતા. તેથી કાયસ્થોએ પોતાની કન્યાઓ ત્રીશ ત્રીશ વર્ષસુધી મોટી ઉમરની કુંવારીઓ રાખી અને એવો આગ્રહ કરી બેઠા હતા કે જો ગોર ઓછું દાપું લેવા કબુલ થાય તોજ કન્યા પરણાવવી. આમ થવાથી વસ્તીમાં ઘણો ત્રાસદાયક પોકાર ઉઠ્યો. અને આખા દેશમાં અપકીર્ત્તિ પ્રસરી. વળી ગોરે ત્રાગાં કર્યાં. જેથી કાયસ્થોએ એ બાબતની બુમ એભલ વાળાની હજુરમાં કરી. આ ઉપરથી એ ભલે પોતાના મંત્રીઓ અને શાસ્ત્રીઓ બોલાવી વિચાર કરતાં કન્યાદાન આપવાનું મોટું પુન્ય જાણી પોતેજ તે લાવ લેવા નિશ્ચય કર્યો. આ ઠરાવ અમલમાં લાવવા પાંચસેં કન્યાઓને તળાજે લઇ જઈ મંડપ કરી પોતાને ખર્ચે બીજા બ્રાહ્મણો મારફત કન્યા દાન દીધું.

જ્યારે કાયસ્થો પાછા વળે આવ્યા, તે વખત તેના ગોર તેની પાસેથી દાપાં લેવા ધરણાં ઘાલી ત્રાગાં કરવા લાગ્યા.

આ ખબર એભલને મળતાંવાર તેમણે સમાધાનીને માટે સર્વને બોલાવ્યા. તે વખત તેઓ એટલા ગુસ્સે થયા હતા કે રાજાને પણ બદજુબાનથી ગાળોનો વરસાદ વરસાવવા લાગ્યા. આ ઉપરથી રાજા અત્યંત ક્રોધાયમાન થયો. તેમ છતાં તે ધીરજથી ક્ષમા રાખી તેઓનાં કઠોર અને ખેદકારક વચનરૂપી બાણના અસહ્ય પ્રહાર સહન કરી રહ્યો હતો. તેટલામાં કાયસ્થોએ એકઠા કરી રાખેલા કોળી લોકોએ અકસ્માત આવી ઘણાખરા બ્રાહ્મણોને તીવૃ તલવારની ધાર તળે કાઢી નાખ્યા. આ કતલમાંથી જે બચ્યા. તે પોતાનું રેહેઠાણ વળા બદલી, કાયસ્થનું ગોરપદુ છોડી કુટુંબસહીત બીજે ગામ રેહેવા ગયા. અને તેમાંના કેટલાએક બ્રાહ્મણોએ ધંધુકે ધનમેર રાજા પાસે જઇ પોતાનાપર પડેલો જુલમ, અને ગુજરેલી આફતની હકીકત રોશન કરી. રાજાને પેટ પુત્ર નહોતો, તેથી તેણે પોતાની સર્વસ્વમિલકત બ્રાહ્મણોને દાનમાં આપી અને ધંધુકામાં સર્વ જાતિના લોકો ઉપર ગોરપદાનો હક વાબ્યમ બ્રાહ્મણોનો ઠરાવી એભલવાળાનો પરાજય કરવા બ્રાહ્મણોને વચન આપ્યું.

એભલવાળે બ્રાહ્મણો ઉપર જુલમ કર્યો સમજી તેને મદદ આપવાને બહાને ધનમેર રાજાએ પોતાનાં પાંચસેં, અને રાણજી ગોહિલે પણ પોતાનાં બે હજાર માણસના લશ્કરથી વળા ઉપર ચઢાઈ કરી.

એભલવાળો સૂર્યની પૂજા કરતો હતો. તેવામાં ઓચિંતા

આવી તેને માર્યો. ને વળા સ્વાધિનમાં લઇ ધનમેરે તે રાજ્ય સુવાંગ પોતાના જમાઈ રાણજી ગોહિલને આપ્યું. આ વખતથી રાણજીએ પોતાની રાજધાનીની જગ્યો વળામાં ઠરાવી.

એ રાણજીની આખર અવસ્થા વખતે અણહિલવાડ પાટણના બાદશાહી સુબાની ફોજે રાણપુરને ઘેરો ઘાલી લડાઈ કરી. તેમાં રાણજી ઈ૦ સ૦ ૧૩૦૯ ની સાલમાં મરણ પામ્યા. અને રાણપુર મુસલમાનોએ કબજે લઈ.ધું. આ વખતે રાણજીના કુંવર મોખડાજી સેજકપુરમાં રહેલા હતા.

---

## प्रकरण २ जुं.

મોખડાજીએ ભીમડાદ વગેરે ગામોવાળા કનેથી, અને ઊમરાળા કાગડીઆ નામની શાખાના કોળી પાસેથી જીતી લઈ ત્યાં રાજગાદી સ્થાપી, બાદ મોખડાજીએ ખોખરા જે હાલ ગોઘા પરગણામાંછે, તેની આસપાસનાં ગામો સહીત ત્યાંના મુસલમાન પાસેથી સર કરી મીતીયાળાનો કિલ્લો જે હાલ કુંડલા પરગણામાં છે. તે લીધો અને ગોઘાપર હલ્લાં કરી નૂરમીયાં પાસેથી તે કિલ્લો ફતેહ કરી લીધો. અને તેનું બંદર આબાદ કર્યું તથા ગોઘા બારાના બારૈયા કોળી જે અણહિલવાડના હિંદુરાજાના વખતથી અહીં એક જાદા જથ્થામાં રહેતા, તેના મુખી ત્રીકાળીઆને મારી સાતસેં

કોળીઓને તલવારની ધારતળે કાઢી પીરમબેટ ઈ. સ. ૧૩૪૦ ની સાલમાં પોતાને તાબે કરી. એ જગો એક નાકા તરીકે મધ્યસ્થ, અને ચોતરફ સમુદ્ર તથા નાની મોટી પહાડી ટેકરીઓના ઈશ્વરી રખવાળાથી સારા બચાવવાળી નિર્ભય જાણી, તેમણે ડુંગરી ઉપર જોરાવર કિલ્લો બાંધી પોતાની ગાદી ત્યાં સ્થાપી.

મોખડોજી મોજે હાથસણીના સરવૈયા રજપૂતની દીકરી વાડન કુંવરીબા નામની રાણી સાથે પરણ્યા હતા. તે પચાસ વરસની ઉમરના થયા ત્યાં સુધી તેમને કાંઈ સંતાન નહોતું, તેવામાં "બાળાશા" નામના એક ફકીરે મુલતાનથી એક સિપાઈ લઇને મોજે ખરકડી ગામ• આવી ત્યાંના ઘાંચીને ઘેર મુકામ કર્યો. તે ઘાંચીની ડોશી આંધળી હતી. તેની આંખે હાથ ફેરવીને દેખતી કરી. વળી તેને ઘેર એક વરોળ ભેંશ હતી તે દોઈ. એ બાતની મોખડાજીને ખબર પડતાં તેઓ સત્વર ખરકડી ગામે જઈ બાળાશાને મળ્યા. ને પોતાને છોરૂની ખોટ હતી, તે પૂરી પડે એમ કરવાની પ્રાર્થના કરી. ફકીરે કહ્યું કે "જો મને ગાય ચડાવવાની માનતા કરો તો છોકરો થાય" પુત્ર પ્રાપ્તિ થવાની અતિશય આકાંક્ષાને લીધે તૃષ્ણાવશ થઈ મોખડાજીએ તે વાતની કબૂલાત આપી. એટલે ફકીરે કાંઈક ઔષધ આપી કહ્યું કે પુત્ર થશે. એ દવા લઇને ઘેર ગયા. બાદ સરવૈયાણી ઠાકોરાણીને લગભગ નવ માસે પુત્ર પ્રસવ્યો. તેનું નામ ડુંગરજી

પાડ્યું. તે છ માસના થયા, એટલે મોખડાજી ગાય શણગારી, લઈ પોતાની કબૂલત પાળવા ગયા; તે ખબર ફકીરને પડતાં તે ખાંના ધાંચીને તથા પોતાના સિપાઇને કહેવા લાગ્યો કે મોખડોજી ખરો ઇમાનદારછે. હુંતો પૃથ્વીમાં સમાઉછું. તમે એને કહેજો કે તમે હિંદુછો, માટે ગાયને બદલે દક્ષિણ દિશામાંથી શિંગડે ધજા બાંધેલી એવો એક પાડો આવે તેને ચડાવે એટલે હું માનતા પૂરી થએલી ગણીશ. એમ કહી પૃથ્વીમાં સમાયો. તે આજે "બાળાશા" પીર કહેવાય છે. તેની પછાડી ખાંનો ધાંચી ગામના ઝાંપા પાસે ભોંયમાં સમાયો તેને "ખાનાપીર" કહેછે રોજામાં બે કબરો છે. તેમાં એક બાળાશાની અને બીજી તેના ભાઈ "અભરામશા"નીછે. જે કે તે પોતાના ભાઈની શોધ કરતો કરતો ખરકડીએ તે વખતમાં આવી ચડયો. તેને બાળાશાએ બોલાવી ઘરે પાછા જવાનું કહેતાં તે બોલ્યો કે–હું આવા સમાચાર લઇને ઘેર નહીં જાઉં, એમ કહી ભોંયમાં સમાયો.

બાળાશાએ મોખડાજીને કહેલું કે મારી માનતા ફળે તો તમારા વંશના પુરૂષો પરણતાં સુધી ચામડાની બદી અંગ ઉપર રાખે અને પછી મળીહો કરી તે બદી કાઢી નાંખે, તે વખતથી તેના વંશજો હજુ સુધી તે પ્રમાણે કરેછે. મોખડાજીએ ખરકડીમાં પીરનો રોજો ચણાવ્યો. અને તેમના મુસતાની સિપાઈ મજાવરને તે ગામ આપ્યું. ત્યારબાદ પોતે પીરમ ગયા. તે પછીથી બીજા બે કુંવરો થયા. એવી રીત

ત્રણે પુત્રો પીરમમાં જન્મ્યા હતા.

મોખડાજી પીરમમાં રહી ચાંચીયાં વહાણો રાખી લૂટારાનો ભારે જમાવ કરી તરી રસ્તે અવર જવર કરનારાં સફરી વહાણોને લૂટી, અગર જમા લઈ રાડ બોલાવવા લાગ્યા. તે પોતાની તલવાર ઉપર હનુમાન, અને હાથ ઉપર કાળિકા શક્તિની મૂર્ત્તિ ધારણ કરતા.

મોખડાજીએ દિલ્હીના બાદશાહ તઘલખવંશી મહમદશાહને તેનાં વેપારીનાં વહાણોનું સંરક્ષણ કરવાનું કબુલ કરી સમુદ્રને જામીન આપેલો તેમ છતાં તે કરાર ત્રોડી એક વખત દિલ્હીના વીરોચન વેપારીનાં સોનાની રેતીથી ભરેલાં ચૌદ વહાણો આવ્યાં તે પેરમ આગળ લૂટ્યાં. આ બાબતની ફરિયાદ વેપારીએ બાદશાહ પાસે કરી, તેથી તે અત્યંત ક્રોધાતુર થયો. અને પોતાનું અપમાન કર્યું સમજી જોરાવર લશ્કર લેઈ મોખડાજીને સજા કરવા સારૂ પેરમ પાસે સમુદ્ર કિનારે આવ્યો, લશ્કરમાંના સ્વારો પાસેના ચકચકિત ભાલાં. અને તલવારો વીજળીના ચમકારાનીપેઠે ઝબુકી રહ્યાં હતાં, જાણે મેઘ ગર્જના કરતો હોય. તેમ નગારાં અને નોબતોનો ગડગડાટ થતો હતો. પર્વતનાં શિખરોના જેવાં કાળા રંગનાં વાદળાં ચડી રહેલાં હોય, તેમ લાંબી સુંઢ અને મોટા દંતોશળ વાળા મદોન્મત્ મદઝરે હાથીઓ ઝૂલી રહ્યા હતા. વરસાદ આવતો જોઈ મોર અને બપૈયા સ્વર કરતા હોય તે મીશાલ ચોપદારો નેકી પોકારતા હતા. ચોગરદમથી ઘોડાઓના હણ

હણાટ, અને યોદ્ધાઓના પોકારથી રણક્ષેત્રમાં શોર બકોર થઇ રહ્યો હતો. જેમ પર્વણીને દિવસે સમુદ્ર રેલી પાણી પથરાએલું હોય, તેમ બાદશાહી ફોજે આવી સમુદ્ર કિનારે છાવણી કરી શરણાઈ અને રણશીંગાં આદી યુદ્ધનાં વાજંત્રો વાગવા લાગ્યાં. તોપણ શૂરવીર મોખડો તેનાથી કિંચીત માત્ર ત્રાસ નહીં પામતાં પેરમની ગુફામાં સિંહની પેઠે ગર્જના કરતો હતો. બાદશાહે લૂટી ગયેલાં તેજમ તુરીનાં ચૌદ વહાણો પાછાં આપવાનું કહેવરાવ્યું પણ તે કહેણ તેણે બીલકુલ ધ્યાનપર લીધું નહીં બાદશાહી લશ્કરે લડાઈ શરૂ કરી, તીરો, તોપો, બંદુકો, અને જંજાળોનો જબરો મારો ચલાવ્યો. પણ પેરમનો મજબૂત બુરજ અને વચ્ચે સમુદ્ર, તેથી તેઓ મોખડા ઉપર કાંઇ અસર કરી શક્યા નહી. વળી દગેથી તાબે લેવા બાદશાહે ઘણા પ્રયત્ન કર્યા, પણ તે સઘળા નિષ્ફળ ગયાં. એક વખત બાદશાહ પોતાનું લશ્કર લઇ પાછો ફર્યો. એવી મતલબથીકે મોખડો લલચાઈ બહાર આવે. પરંતુ તેમાં કાંઇ વળ્યું નહી. બાદશાહ થાક્યો. તેથી તે ઘેરો ધાલી પડ્યો.

પેરમમાં ભરાયેલી રૈયત અનાજની તંગીથી ભુખે મરવા લાગી. એટલે પોકાર કરતી મોખડાજી આગળ આવી કહેવા લાગીકે ઓ શૂરવીર! ગંગાજળ ગોહિલ ! સૂર્ય છતાં અંધારૂ હોય નહીં, પતિ છતાં સ્ત્રી રઝળે નહીં, સિંહની ચોકીમાં શિઆળથી શિકાર થાય નહીં. માટે આપ અમારા પરાક્રમી અને શૂરવીર રક્ષણ કરનાર ધણી છતાં મુસલમાનની ફોજ

શેહેરને ફરતો ઘેરો ઘાલી અમોને હેરાન કરેછે, તો તેનો સત્વર નાશ કરી અમોને થતાં દુઃખ અને પડતી આફતથી છોડા- વા. એ પ્રમાણે પીડીત થયેલી રૈયતનાં વચનો સાંભળી તેની આંખો લાલ ચોળ થઈ ગઈ અને વિચાર કર્યો કે બીજી રી- તે મરવા કરતાં લડાઈમાં મરવું બેહેતરછે અને અલબત ક્ષત્રીનો એજ ધર્મછે. એમ નિશ્ચય કરી રાત્રે પેરમ છોડી ગોધે આવી ગામના દરવાજા ખુલ્લા મૂકી, માથે મોતનો મુગટ પેહેરી, હાથમાં સમશેર પકડી, લશ્કર સહવર્તમાન મુસલમાનો ઉપર હુમલો કર્યો. આ વખતની લડાઇમાં ઘણા જુસ્સાથી ઉભય પક્ષનાં માણસો સામસામા ભેટી જેમ પવનથી દાવા- નળ લાગે, તેમ પરસ્પર લડવા લાગ્યા. જેમ દાતરડું ઘાસ અને તૃણ કાપે, તેમ મોખડાજીએ બાદશાહી લશ્કરનાં ઘ- ણાં માણસો તલવારથી કતલ કર્યાં. વળી તેમાં જે બાદશાહ- નો મોટેરો ભાણેજ હતો, તેને મોખડે હાથી ઉપરથી પછાડી જમીન દોસ્ત કર્યો; અને પોતાની જલદ તરવારને એવી બ- હાદુરીથી ચલાવવા માંડી કે મુસલમાનો ત્રાહ્ય ત્રાહ્ય પોકારવા લાગ્યા. આખરે મુસલમાનોના પહાડ જેવા લશ્કરનો વીજળીની પેઠે નાશ કરી મોખડે ગોઘાને દરવાજે ખજુરીઆ ચો- તરા પાસે ઇ૦સ૦ ૧૩૪૭માં સ્વર્ગવાસ કર્યો. પીરમ પતિ મોખડાનું માથું પૃથ્વી ઉપર પડ્યું. ધડ તલવાર લઇ દુશ્મન- ના લશ્કર પાછળ સાત ગાઉ સુધી ધસ્યું. લશ્કરમાં નાસા- નાસ થઈ બાદશાહ નાશી જઇ પોતાનો જીવ બચાવવા ગુમ

જગ્યામાં સંતાઇ પેઠો.

મુસલમાનો આ કુદરતી દેખાવ જોઈ નાસતા નાસતા સાબાશ હિંદુ ! સાબાશ હિંદુ ! કરવા લાગ્યા. મોખડાનું ધડ પડે એવો એકે રસ્તો હાથ નહિ લાગવાથી બાદશાહ મુંઝાઈ ગયો. છેવટ તેના તરફના રામસુર કાઠી નામે એક માણસને ખૂટવી તેના કહેવા પ્રમાણે તીરવતી ગળીનો ત્રાગ મોખડાના ધડ ઉપર બાદશાહે નંખાવ્યો. જેથી તે ધડ ખદડપોર ગામની મીઠી વીરડી પાસે પડ્યું. અને તલવાર બંધ થઈ.

આ પ્રમાણે સેજકનો પૌત્ર દેવના જેવું યુદ્ધ કરી શત્રુની સન્મુખ આફાની દુનિયાનો અને પોતાના પ્યારા અને અમુલ્ય પ્રાણનો ત્યાગ કરી સ્વર્ગે સંચર્યો. તે પછી મુસલમાનોએ પીરમનો કોટ ત્રોડી પાડ્યો. આ વખતથી આજ પણ લડાઇનો આગલો ભાગ "મોખરો" કહેવાય છે. અને હાલ પણ મોખડાના પાળીઆ આગળ હિંદુઓ કસુંબો રેડે છે. પીરમ આગળ વહાણો નીકળે છે. તેમાંના ખારવા સ્વર્ગવાસી મોખડા નિમીતે સમુદ્રમાં નાળિએર નાંખે છે. જાણે હજુ પણ તે પોતાની જૂની ખંડણી ચૂકવી સતો હોયની ! ગોઘામાં હજુ તેની દેરી છે. ભાવનગરનો રાજા ગોઘે જાય છે, ત્યારે તે દેરીએ પ્રથમ દર્શન કર્યા પછી બીજાં કામો કરે છે.

મોખડાજીના મરણ પછી તેમના પાટવી પુત્ર ડુંગરજી ઈ૦સ૦ ૧૩૪૭ની સાલમાં ગાદીએ બેઠા. તેણે મુસલમાનો

ગયા પછી ગોઘામાં પાછો પોતાનો અમલ બેસાડ્યો, અને પેરમ છોડી રાજધાનીનું રેહેઠાણ ગોઘા ઠરાવ્યું. તેણે સન ૧૩૭૦ સુધી રાજ્ય ભોગવ્યું; અને સ્વર્ગ વાસી થયા. ડુંગરજી-થી નાના સમરસિંહજી પોતાની માની સાથે રાજપીંપળે મોસાળમાં જઇ રહ્યા હતા. તે આખરે ત્યાંના રાજના વારસ થયા. અને તેથી નાના ગોડમલજી તેનો વંશ આગળ ચા-લ્યો નહીં.

ડુંગરજી પછી તેના પુત્ર વીજોજી ગોઘાની ગાદી ઉપર ઇ૦ સ૦ ૧૩૯૫ સુધી રાજ્ય ભોગવી મરણ પામ્યા. તેને કાનજી, રામજી, અને રૂડોજી, એ રીતે ત્રણ દીકરા હતા. સૌથી મોટેરા કાનજી ગાદી ઉપર બેઠા. તેના વખતમાં કાં-ઇ જાણવાલાયક બીના બની નથી. જ્યારે તેનું મૃત્યુ થયું ત્યારે તેને સારંગજી,અને જેમલજી, નામના બે કુંવરો નાની ઉમ-રના હતા. એ વખતમાં ગોઘા ઉપર મહમદ બેગડાના સરદાર બારી મોગલનું લશ્કર ખંડણી લેવા આવ્યું.અને લડાઇ થઇ. તેમાં છેવટ તેના કાકા રામજીએ ખંડણી બદલ સારંગજી ગાદીના હકદાર છતાં તેને ઓળમાં સોંપી ઇ૦સ૦ ૧૩૯૫ની સાલમાં ગોઘાનું રાજ્ય પોતાના સ્વાધિનમાં લીધું.

---

## પ્રકરણ ૪ થું.

સારંગજીને મુસલમાન સરદાર અમદાવાદ લેઇ ગયો. ત્યાં કાંઇ દહાડે કોળીઆક ગામનો બોજો કુંભાર જઇ પહોંચ્યો. તે

કાંઇ પ્રપંચ કરી સારંગજીને પોતાના લૂગડામાં રાખી ગુપ્ત રીતે લેઈ આવ્યો. તે બાબતની ખબર પાછળથી બાદશાહને પડતાં સત્વર તેણે કેટલાંએક માણસો તેની શોધ કરવા મોકલ્યાં તે કુંભારની લગભગ આવી પહોંચ્યા. તેટલામાં ગોસાંઇ ( અતીતો ) લોકો જે કે આ વખત હિંદુસ્તાનના બધા ભાગમાં લશ્કરી ડોળથી ફરતા હતા. તેઓની એક જમાત બોજા કુંભારને મળી, તેથી તેણે તેના મહાંત પ્રતાપગરને કહ્યું કે આ છોકરો ગોહિલવંશી રાજાછે. માટે તેનો બચાવ કરવો જોઇએ. તમારા ઉપકારનો બદલો કોઇ વખત તે અવશ્ય વાળશે. તેને પકડવા પછવાડે બાદશાહી ફોજ આવે છે તો તમારે તેને આવા કઠણ સમયમાં સહાય થવું જોઇએ આ વાત પ્રતાપગરે કબૂલ રાખી. ચાંપાનેરનો પતાઈ રાઓળ જે કુંવરની ફોઇને પરણ્યો હતો. તેની પાસે જઈ કુંવરને ક્ષેમકુશળ સોંપ્યો. એ કુંવર ચાળીશ વરસની વયના થયા, ત્યાંસુધી ડુંગરપોરમાં ગુપ્તપણે રહ્યા. દરમીઆન, રાજ્યનીતિ, શસ્ત્ર વિદ્યા, યથાસ્થિત સંપાદન કરી, પોતાના પૂર્વજોના પુરાતની ઈતિહાસો, અને કરેલાં મહત પરાક્રમોથી, તથા પોતા ઉપર પડેલી આફતથી સંપૂર્ણ વાકિફ થયા. એટલે પોતાનું રાજ્ય, લડાઈ કરી કિંવા હરેક પ્રકારે હસ્તગત કરવા દૃઢ વિચાર કર્યો. અને તુરત પોતાની ફોઈની પાસે જઇ ઘેર જવા આજ્ઞા માગી, એટલે પતાઇરાઓળે પોતાની દીકરી પરણાવી, ઘટતો સરંજામ, પોશાક આપી વિદાય કર્યા. તે વખત ફોઇએ

આશિષ આપી કહ્યું કે, તમે તમારૂં રાજ્ય સુખેથી કરો. પણ રાઓળના કુટુંબથી તમને આશ્રય મળ્યો. માટે હવેથી તમારા વંશજોએ, એ યાદગીરીને માટે રાઓળનો ખિતાબ ધારણ કરવો. આ વાત કુંવરે કબૂલ રાખી રજા માગી, રાઓળનું લશ્કર લેઈ ઉમરાળે આવી મુકામ કર્યા. સારંગજીનું આવવું સાંભળી રામજીને ઘણો પરિતાપ થયો. ચોતરફથી દિશાઓ આવી મળી, શું કરવું, તે એકે રસ્તો સૂઝયો નહીં. એટલે હડીલાના જીજીબાવા, અને પાલીતાણાના નોઘણજીને બાર બાર ગામ આપવાં કબૂલ કરીં સારંગજીની સામે મદદ માટે બોલાવ્યા. પ્રથમ તેઓએ મદદ આપવા કબૂલ કર્યું. પણ ઘરે ગયા પછી તેઓએ વિચાર કર્યો કે મોટી શાખાને મૂકી નાની શાખાને મદદ કરશું તો લોકમાં પ્રતિજ્ઞા ઘટશે. અને અપકીર્ત્તિ થશે. અને જો છેવટ સારંગજી ફતેહ પામશે. તો આપણા ગિરાસ પણ તે ખુંચી લેશે. એમ ધારી તેઓ ઉમરાળે જઈ સારંગજીને મળ્યા. અને તેઓએ ઉપર પ્રમાણે રામજી સાથે કરેલા કરારની હકીકત કહી સંભળાવી. એટલે સારંગજીએ તે કરાર કબૂલ રાખી પોતા તરફથી લેખ કરી સહી સિક્કા કરી આપ્યા. અને તેઓને પોતાની તરફેણમાં લીધા. આ વાતની ખબર રામજીને પડતાંવાંતજ તેઓ પણ ઉમરાળે આવી સારંગજીને શરણે થયા. અને પોતાના ગિરાસ માટે વઢી ચલાવી. આ પંચાયતમાં ભાયાતોએ સારંગજી પાસે તેને ઉખલ્લા વીગેરે સાત, અગિઆળી

વીગેરે સાત, મોણપર વીગેરે બાર અને આ કોલાળી વીગેરે સાત, એ ચાર ટપાનાં તેત્રીશ ગામ અપાવ્યાં, તે લઈ રામજી ગોઘામાંથી નીસરી મોણપર ટપાના ધરાઈ ગામમાં પોતાના ગિરાસમાં જઈ વસ્યા. તેના વંશના ગોઘારી ગોહિલ કહેવાય છે.

સારંગજીએ ઈ૦ સ૦ ૧૪૨૦ની સાલમાં ગોઘાની ગાદી પોતાના સ્વાધિનમાં લીધી. અને ત્રાપજનાં બાર ગામ ગારીઆ ધારવાળાને, અને વાળુકડનાં બાર ગામ લાઠીવાળાને આપ્યાં.

ગાદી ઉપર બેસતી વખતે કુંભારે વચન માગ્યું કે ગોહિલવંશી જે રાજા સિંહાસને બેસે, તેને પ્રથમ કુંભાર ચાંલ્લો કરે, તે વાત રાજાએ કબૂલ કરી ચાંપાનેરના રાઓળ તરફથી તેમને મદદ મળી, તેની યાદદાસ્ત માટે તેમણે રાઓળનો ખિતાબ ધારણ કર્યો. આ વારથી તેના વંશજો રાઓળની સંજ્ઞાથી ઓળખાવા લાગ્યા. પ્રતાપગરને બોલાવી ઉમરાળામાં બાર સાંતીની જમીન, અને ચાર વાડીના કોસ આપી તેનો અઘાટ લેખ કરી આપ્યો. તેઓ ઈ૦ સ૦ ૧૪૪૫ સુધી રાજ કરી દેવલોક થયા.

સારંગજી પછી તેના પુત્ર શીવદાસ સન ૧૪૪૫માં ગાદીએ બેઠા. અને તે પચીસ વરસ રાજ કરી સને ૧૪૭૦ માં સ્વર્ગવાશી થયા.

શીવદાસના પછી તેના પુત્ર જેતજી ઈ૦સ૦ ૧૪૭૦માં ગાદીના વારસ થયા. તેમણે ત્રીશ વરસ રાજ કરી સન ૧૫૦૦

ના સાલમાં આફાની દુનીઆનો ત્યાગ કરી સ્વર્ગે ગયા.

જેતજીને રામદાસજી અને ગંગાદાસજી નામના બે પુત્ર હતા. તેમાં રામદાસજી ગાદીએ બેઠા; અને ગંગાદાસજીને ચમારડી ગામગિરાસમાં આપ્યું. રામદાસજી કાશીની જાત્રા કરવા ગયા. ત્યારે તેણે ચૌદ સહસ્ત્ર બ્રાહ્મણને ભોજન કરાવી દરેક જણને સોના મહોર દક્ષિણામાં આપી. પાછા ફર્યા ત્યારે પોતાની સાથેના સંઘને ઘર તરફ વિદાય કરી પોતે ચિતોડ પધાર્યા. તે વખત ત્યાંના રાણાએ ઘણું સન્માન કર્યું. અને વતન છોડવાનું કારણ પૂછ્યુ. તેના જવાબમાં તેમણે કહ્યું કે અમો ગોઘા અને ગોહિલવાડના ગોહિલ રાજા છીએ. એમ કહેવાથી રાણાએ તેને પોતાની કન્યા સરૂપકુંવરબા પરણાવી પોતાને ત્યાં રાખ્યા. આ વખત ચીતોડ ઉપર માળવાના સુલતાન-મહમદ ખીલજીએ હુમલો કર્યો, તે સામે રામદાસજી બહા-દુરીથી લડી દુશ્મનનાં ઘણાં માણસ, હાથી, ઘોડા, વગેરેનો નાશ કરી આખર પોતે ઇ. સ. ૧૫૩૫માં સ્વર્ગવાસી થયા. ને તેની સ્ત્રી સતી થયાં. તેણે પોતાના પૂર્વજોની તરવારને ફરીથી ચળકાટ આપ્યો. રામદાસજીના માથામાં શાળીંગ-રામની મૂર્ત્તિ હતી, તેના બે કટકા થયા. તે ઉપર એક હાથીનો ઘંટ આવી પડવાથી તે તળે ઢંકાઈ જતાં કેટલેક દહાડે તે ઉપર રાફડો બંધાયો. રામદાસજીના કુંવર સંતદાસજી ઉર્ફે સરતાનજીને પોતાના પ્યારા પિતાના ભવિષ્ય થયાના સમાચાર મળ્યા. ત્યારે તેણે શીરસ્તા પ્રમાણે ઉત્તર કાર્ય કર્યું. આ વખત

શાર્ગીંગરામે તેના સ્વપ્નામાં આવી કહ્યું કે હું તમારો ઇષ્ટદેવ ચિત્તોડની જમીનમાં આ રીતે દટાયેલો છઊં; તે તમે લઇ જાઓ. એ ઉપરથી સરતાનજીએ રઘનાથ દવેને મોકલ્યા. અને બતાવેલી જગોએ જુએછે, તો રાફડા તળેથી તેને શાર્ગીંગરામ મળ્યા. આ વખત તેના બે કટકા સંધાઈ રહ્યા હતા, તે લઈ આવ્યા. રામદાસજી પછી તેના દીકરા સંતદાસજી ઈ. સ. ૧૫૩૫માં ગાદી ઉપર બેઠા ત્યારે તેના નાના ભાઈઓમાંથી સાદુળને અવેવાડા, અને ભીમજીને-ટાણા ગામ મળ્યું. ભીમજીના વંશના આજ પણ ટાણીયા રાઓળ કહેવાયછે. સતાજી ઈ. સ. ૧૫૭૦માં દેવલોક થયા. તેને ચાર દીકરા હતા. તેમાં વીસોજી ગાદીના વારસ થયા.

---

## प्रकरण ५ मुं.

વીસોજી પોતાના પિતા સંતદાસજીના ભવિષ્ય થયા પછી ઈ૦ સ૦ ૧૫૭૦ માં ઉમરાળાની ગાદી ઉપર બેઠા. અને તેના નાનાભાઇઓમાં દેવાજીને પચ્છેગામ, વીરાજીને અવાણીયું, અને મોકાજીને નવાણીયું, એ રીતે એકેક ગામ ગિરાસમાં આપ્યું. દેવાજીના વંશના દેવાણી, અને વીરાજીના વંશના તેના દીકરા વાછાજી ઉપરથી વાછાણી, અને મોકાજીના વંશના મોકાણી ગોહિલ કહેવાયછે. તેઓ હાલમાં ખોખરા મામસી, અને કનાડ ગામ ખાયછે. તેમાં વાછાજીના વંશમાંના મોનજીએ ખોખરાનો અરધો ભાગ બ્રિટિશ સરકારને

સન ૧૮૧૧ માં લખી આપ્યો. વીસાજી જ્યારે ઉમરાળામાં રાજ્ય કરતા હતા. ત્યારે સિહોર વગેરે ગામો રણા અને જાની બ્રાહ્મણોને તાબે હતાં. તે જુના સિહોરનો કસ્બો હાલના કસ્બાથી જુદો ડુંગરા વચે હતો. એમાંનું હાલ એકપણ ઘર રહેલું નથી. ફક્ત તેની ભીંતોના પાયાની નિશાનીઓ કોઈ કોઈ જગ્યોએ જોવામાં આવેછે. આ ગામ વચ્ચે એક સાતમોની સાત શેરીના નામથી ઓળખાતી ટેકરી હતી. તે ઉપર બ્રાહ્મણો ન્યાયાસને બેસી ઇનસાફ કરતા હતા. સીહો-રના જાની અને રણા બંને પક્ષવાળાએ ઉત્તર અને દક્ષિણ બે ભાગમાં પાટી પાડી ગામ વેંહેચી લીધું હતુ. એક વખત જાનીની દીકરી જેરણાને ઘેર પરણાવી હતી તે પોતાને સા-સરે ઉઘાડે માથે ચોટલો છૂટો મૂકી મહી વલોવતી હતી. તે વખત તેનો પતિ ઉપર લખી ટેકરી, જ્યાંથી આખા ગામમાં નજર પડતી હતી; ત્યાં બ્રાહ્મણો સાથે બેઠેલો હતો. આ વ-ખત બ્રાહ્મણોમાંના એક જણાથી તે બૈરીની આવી બે અદબ સ્થીતિ દેખી, તેનો પતિ હાજરછે તે જાણ્યા વગર બોલાઇ જવાયું કે આ બૈરી અહીં તમામ બેઠેલા છીએ તે તેના જાણવામાં છતાં માથું ઉઘાડું, અને કેશ છૂટા મૂકી નિ-લંજપણે મહી વલોવેછે. તે જોતાં તેનો ધણી બાયલો હશે, એમ જણાયછે. આ બોલ તે બાઇના ધણીએ સાંભળ્યા કે તુરત અત્યંત ક્રોધાતુર થયો. આંખો લાલચોળ થઇ, શરીર કંપવા લાગ્યું, અને ઉપરનું તીવ્ર બાણજેવું વચન કોઇ રીતે

સહન નહી થવાથી તત્કાળ પોતાને ઘેર જઇ તલવારવતી બાયડીનાં નાક અને ચોટલો કાપી નાંખી નિરઅપરાધી અબળા સ્ત્રીને બંદસિકલ કરી, એટલે તે રડતી રડતી તેને પીયર જાનીને ત્યાં ગઇ. તેનાં માવીતરો આ કમકમાટ ભરેલું કૃત્ય જોઇ ગુસ્સે થયાં, અને તેનો બદલો વાળવા તેઓ માણસનો મોટો જમાવ કરી હથીઆરબંધ તેમને ત્યાં આવ્યા, અને લડાઇ થઇ; તેમાં બંને પક્ષનાં ઘણાં માણસો મરાયાં. આ ટંટામાંથી જેઓ બચ્યા, તેઓ એકબીજા સામે વેર લેવાને ઇરાદે દરેક પક્ષવાળાઓ પારકા રાજની મદદ શોધવા મંડ્યા. રણા બ્રાહ્મણો ગારીઆધારના શાહજીના વંશના કાંધાજી રાજા પાસે ગયા, અને મદદ કરવા બદલ તેને સિહોરનો કિલ્લો બારગામ સહિત આપવો કબુલ કર્યો. એટલે ગારીઆધારેવાળો લશ્કર લેઇ બહાર નીકળ્યો પણ અપશુકન થવાથી તે પાછો વળી ગયો. એટલામાં જાની બ્રાહ્મણોએ પોતાની મદદે ઉમરાળેથી વીસાજીને તેડી લાવી સિહોર તેઓને સ્વાધિન કર્યું. બ્રાહ્મણો મરણ પામ્યાના દોષથી આ જગો ઉજડ થઇ તેની પડોશમાં હાલનો સિહોર નામનો નવો કસ્બો વસાવ્યો.

આ કસ્બા ફરતા ડુંગરો, અને મજબુત ઝાડીનું ઇશ્વરી રખવાળુ હોવાથી સારૂં બચાવવાળુ રેહેઠાણ જોઇ વીસાજીએ કિલ્લેબંદી કરી. આ વખતથી ગોહિલો ઉમરાળું છોડી સુમારે સન ૧૫૭૫ ની સાલમાં ત્યાં આવી વસ્યા. અને તે જગો

પોતાની રાજધાની તરીકે ઠરાવી. તેણે સિહોરના તખ્ત ઉપર પચીસ વરસ રાજ ભોગવ્યું. અને ઈ૦ સ૦ ૧૫૦૦ ની સાલમાં સ્વર્ગવાસ કર્યો.

વીસાજીને ત્રણ દીકરા. તેમાં મોટેરા ધુનોજી ઈ. સ. ૧૫૦૦માં ગાદીએ બેઠા, અને તેથી નાના ભીમજીને ઉ-ળીયાદ, અને કશીયાજીને ભડલી, એ રીતે બે ગામ ગિરાસમાં આપ્યાં. તેવામાં ગારીઆધારવાળા તેના સગા કાંધાજીના દીકરા નવઘણજી ઉપર મોજે બેરડીના કાઠી-લોમા ખુમાણે ચડી આવી તેની સરહદ દબાવવા માંડી, એટલે નવઘણે સીહોર આવી ધુનાજી રાઓળ પાસે આશ્રય માગ્યો. ધુનાજીએ પોતાનો સગો અને પેટા ભાગીદાર જાણી રાજ્યરીતિ પ્રમાણે મદદ આપવી યોગ્ય ધારી પોતાની સીબંદી એકઠી કરી, અને તૈયારી કરવા માંડી, તેવામાં લોમા ખુમાણે ઘણા ઘોડેસ્વારો સહીત અચાનક આવી હુમલો કર્યો. એટલે ધુનોજી અને નવઘણ લડાઇમાં ઉતર્યા. તે વખત વેળાવદરની સીમમાં નોબત વાગી. બાણ અને ગોળીઓ ઉડવા લાગ્યાં, તલવારની ધાર ચાલી, એક હજાર ઘોડા ત્યાં ઓંખારી રહ્યા હતા, નિશાન ફરકતાં હતાં, ધુનાજીએ શત્રુથી નીડરપણે રહી પોતાની પાછીપાની કરી નહીં. અને મારૂ રાજા જોસબંદ લડ્યો, અને કાઠીની સૈન્યાને ત્રોડી પાડી આખર આ લડાઈમાં શત્રુની સન્મુખ સંવત ૧૫૭૫ ( ઈ. સ. ૧૫૧૯ ) ના કારતક વદ ૬ને રોજ ધુનાજી

ક્ષત્રીનું કૂળ દીપાવી, તલવાર રમતી રાખી વી શા.નો પુત્ર અપ્સરાને વરી સ્વગ ગયો. ધુનાજીની મરણતીથિ સીહોરમાં તેના પાળીઆમાં લખેલી મોજુદ છે.

આ લડાઈમાં નવઘણજી બચ્યા.તે નીકળી બારૈયાની ઝાડીમાં જવાસ ગામમાં જઈ રહ્યા,અને ત્યાંના બારૈયા રજપૂત રાજાની દીકરી પરણી, બારૈયા કોળીની ફોજ લઇ પાછા સીહોર આવ્યા. અહીંથી કેટલીક ફોજ એકઠી કરી ગારીઆધાર ઉપર ગયા. પણ લડાઇમાં જીત મેળવવી મુશ્કેલ ધારી ગામના પટેલને બોલાવી ડગાઇ કરવાની યુક્તિ રચી. એવી રીતે કે પટેલે ગામમાં જઈ બૂમ પાડવી કે "મારાં ઢોરો ઘોડાવાળા પશ્ચિમ દિશા તરફ વાળી લઈ ગયા." આ યુક્તિ પ્રમાણે પટેલે બૂમ પાડી, તે સાંભળતાંજ કાઠીઓ તે દિશા તરફ ધાયા. તે ખબર નવઘણજીને મળતાં વાંતજ લાગ મળ્યો સમજી પોતાના લસ્કર અને કબીલા સહીત પૂર્વ દિશા તરફથી ગામમાં પેસી, પોતાનું નિશાન ચડાવી શેહેરનો કબજો સ્વાધિનમાં લીધો; પણ નવઘણની સ્ત્રીએ કહ્યું કે લોમો રેહેવા દેશે નહીં. માટે તેની આગળ જઇ તલવાર છોડી નાંખો. નવઘણજીએ તે પ્રમાણે કર્યું. ત્યારથી તેની સ્ત્રી અને લોમાને ભાઈ બેનનો સંબંધ જોડાયો. પણ વેર લેવાનો અવસર મળતાં સુધી આ બંનેજણે ઉપલક ડોળ રાખ્યો હતો. છેવટે નગરના જામને ત્યાં નવઘણજીએ દીકરી આપેલી તેને ત્યાં વિવાહ હતો. તેથી જામના તરફથી

કંકોત્રી આવી. પણ ઠાકોરાણીએ લોમાવિના વિવાહે નહીં આવવા કહેવરાવ્યું. જામ અને મુસલમાન વચ્ચે આગળ લડાઈ થએલી. તે વખતે લોમાએ દગો દીધો હતો. ત્યારથી લોમા સાથે જામને કટી દુશ્મની છતાં ઉપરના કારણને લીધે તેણે લોમાને પણ કંકોતરી મોકલી, એટલે લોમો જામનગર વિવાહે ગયો. ત્યાં તેને જામે બોલાવ્યાથી, તે પોતાનાં, અને માણસોનાં, હથીઆર દરવાને અટકાવ્યાથી, તે દરવાજે મૂકી દરબારમાં ગયો.ત્યાં જામે તથા નવઘણે મળીને લોમાને ઠેર કર્યો. તેમજ તેનાં સગાં વહાલાંના પણ તેવાજ હાલ કર્યા.

આ વખત લોમાને ઘણો ઘાયલ અને અશક્ત થયેલો જોઈને મશ્કરીમાં પૂછ્યું કે જો આવો ને આવો છોડી મૂકીએ તો તું શું કરી શકે? લોમાએ જવાબ આપ્યો કે "જેમ બાયડી તાવડીમાં રોટલો ઉથલાવી નાંખે, તે મુજબ તમારૂં જામનગર ઉથલાવી નાંખું"

લોમાની હયાતીમાં ખુનાજી પછી તેના ટીલાયત કુંવર અખેરાજજી નાની ઉમરમાં ગાદીએ બેઠા. તે થોડી મુદતમાં ગુજરી જવાથી તેના નાનાભાઈ રતનજી સન૧૬૧૯માં સીહોરની ગાદીએ બીરાજ્યા. એ રતનજીની વખતમાં ગીરમાના ખસીયા કોળી,તથા ગારીઆધારનો લોમો ખુમાણ,અને સરવૈયા સ્વારો, સીહોર પાસેના કનાડગામના પાદરમાંથી ઢોરોવાળી લેઇ ગયા એ વાતની રતનજીને ખબર પડતાં તેની પછવાડે લસ્કર લઇ

આવ્યા. તેમાંડવી મુકામે જઇ પોહોંચ્યા. ત્યાં યુદ્ધ થયું.તેમાં રતનજીએ ખાસીયા, ખુમાણ,અને સરવૈયાનાં ઘણાં માણસો મારી પોતાનું પરાક્રમ બતાવ્યું. પરંતુ તેઓ આ લડાઈમાં છેવટે સને ૧૬૨૦ માં સ્વર્ગે ગયા. તે વખત ધુનાજીના કુંવરનું પાણીગ્રહણ કરવા અપ્સરાઓ ટોળે મળી. તેના કુટુંબ રૂપી દેવાલય ઉપર "લા," ગોહિલે ઉદારતારૂપી શિખર બાંધ્યું. અને તેના ઉપર યુદ્ધ સમયના ક્ષત્રીયપણાના વાવટાનો ઉમેરો કરીને રતનજી સ્વર્ગે ગયા.રાઓળ રતનજીને હરભમજી, ગોવિંદજી અને સારંગજીનામે ત્રણ પુત્ર તથા લીલાજીબા કરીને એક પુત્રી હતાં તેને ભૂજના રા. ભારાવેરે પરણાવ્યાં હતાં.

રતનજીના ભવિષ્ય પછી રાઓળ હરભમજી પોતાના પિતાની પછવાડે સન ૧૬૨૦માં ગાદીએ બેઠા, તેણે ગોઘામાં સન ૧૬૨૨ સુધી રાજ્ય કરયું. તે રાણી અનાજીબા સરવૈયાણી વેરે પરણ્યા હતા. તેને અખેરાજજી નામે પુત્ર હતા. પણ હરભમજી દેવલોક થયા ત્યારે તે કુંવર બે વરસના હતા. તેથી તેનો કાકો ગોવિંદજી ઈ. સ. ૧૬૨૨માં રાજ્ય બથાવી પડ્યા. એટલે તેનાથી ડરી કુંવરને લઈ રાણી ભૂજ જઇ રહ્યાં. તેવામાં ગોવિંદજીએ જુનાગઢના ફોજદાર મિરજાં ઈસાતરખાનને પોતાની મજબૂતી માટે બોલાવેલો તેથી તેની મદદના બદલામાં ઈ. સ. ૧૬૩૬ માં પોતાના ગોઘા માંહેના સઘળા હકો તેને ઈનામ દાખલ આપ્યા.—

આ પ્રમાણે ખરા હકદાર રાજાને પોતાની ફઈ પાસે ભૂ-

જમાં રેહેવું પડ્યું. અને જેનો હક નહીં તે રાજ્ય ખથાવી પડ્યો જાણી વાછાણી કેશવજી ને મકનજી, અને દેવાણી માલજી એઓએ સંતલસ કરી ભાંગરા રબારીને પોતાની મદદમાં લઈ ગોવિંદજીની સામે થવાનો, અને સિહોર ઉપર ચઢાઈ કરવાનો નિશ્ચય કર્યો. તે વાતની તેને ખબર થતાં મુસલમાન સરદારનો આશ્રય લેવાને અમદાવાદ ગયો. તે ત્યાંજ મરણ પામ્યો.

ગોવિંદજીના ભવિષ્ય થયાના વર્તમાન સિહોરમાં તેના દીકરા સતરાલજીને મળ્યા તેથી તેઓ ક્રિયા ખરચ કરવા લાગ્યા. તેની ગડબડમાં કેસવજી અને તેના મળતીઆ જૂના સિહોરમાં ઘોડા બાંધી મૂકામ કરી રહ્યા હતા. તે પગપાળા દરબારમાં આવ્યા. અને સતરાલજી ઉર્ફે સરતાનજી પોતાના મેહેલમાં નિંદ્રાવશ થઈ ગયા હતા. તેને તેમના તેમ (ઢોરણી સુદ્ધાંત) ઉપાડીને જૂના સિહોરમાં લાવ્યા. ત્યાંથી એક ઘોડા ઉપર નાંખીને નૈત્રત્ય કોણમાં લઈ ચાલ્યા. તેવામાં તેરમા ઉપર જે કાઠી લોકો સિહોર આવતા હતા. તેણે તેને સામેથી આવતાં જોયા. એટલે વાછાણી કેસવજી તથા તેના સોબતીઓએ તરશીંગડા ડુંગર ઉપર જઈ પહોંચવાનો પ્રયત્ન કર્યો. પણ તેટલામાં તો કાઠીઓ આવી પહોંચ્યા. તેથી તેમની સામા થઈ કહ્યું કે ગોવિંદજીએ અમારા રાજાની ગાદી લીધી છે માટે અમે તેના કુંવરને પકડી આણ્યો છે. જો એના પક્ષવાળા ખરા વારસને ગાદી સોંપશેતો અમો કુંવરને પાછો

આપીશું. વીગેરે મજમુનથી વાકેફ થઇ સામંત ખુમાંણે તેને વચન આપ્યું કે અખેરાજને ભૂજથી તેડાવો અમે તેને ગાદી ઉપર બેસારવામાં મદદ કરીશું. પછી રાઓળ અખેરાજજીને ભૂજથી તેડી લાવી ઇ૦સ૦ ૧૯૩૯માં ગાદીએ બેસાર્યા.

સરતાનજીને છૂટો કરાવી તેને તેના ભાગમાં ભંડારીઆ ટપો આપ્યો.અને તેથી નાના હમીરજીએ આહિર લોકો પાસેથી કુકડ જીતી લીધું. અને દિહોર વસાવ્યું. ત્યારથી તેના વંશના ગોવિંદાણી ગોહિલ કહેવાયા. અખેરાજજી ગાદીએ બેઠા તોપણ તે નાની ઉમરના હોવાથી સિહોરમાં ભંડારીઆના ગોવિંદાણીની સત્તા ચાલતી હતી તેથી કુંવરની મા અનાજીબાએ લોલીયાણાના બાદશાહી નોકર દેસાઈ મેહેરાજ સાથે ઓળખાણ કરી તેના દીકરા મેહેતા રામજી મેહેરાજને સિહોર બોલાવી પ્રધાન ઠરાવ્યા. આમ થવાથી લોલીયાણાની ફોજની સારી મદદ મળી, જેથી ગોવિંદાણીની સત્તા નરમ પડી.

અખેરાજજીએ ગારીઆધારના પદભ્રષ્ટ થયેલા નોંઘણજીને મદદ કરી લોમાખુમાણ પાસેથી ગારીઆધારનો કસ્બો તેને કબજે કરાવ્યો. તથા જુનાગઢના ફોજદારને ગોઘામાંના હકો તેના કાકા ગોવિંદજીએ સ્વાધિન કર્યા હતા. તેમાંથી પોતાનો ચોથનો હક ઠરાવી લીધો. તે અખેરાજજી ઈ. સ. ૧૬૬૦ની સાલમાં દેવલોક થયા.

અખેરાજજી પછી તેના પાટવી પુત્ર રતનજી ઈ. સ.

૧૬૬૦માં ગાદીપર બેઠા, અને તેના નાના દીકરા હરભમજી, વિજયરાજજી ઉર્ફે વનાજી, અને સરતાનજીને અનુક્રમે વરતેજ, ઘોરડી, અને મગલાણું આપ્યું. પાંચમો ધુનોજી હતા. તેનો વંશ આગળ ચાલ્યો નહીં. રાઓળ રતનજીએ રામજી મેહેરાજના પુત્ર દામજીને પ્રધાન પદ આપ્યું હતું.

રતનજી નીંગાળાના વાળાની દીકરી બાઇ કેશાબા સાથે પરણ્યા હતા. તે સલાહ શાંતીથી રાજ ભોગવી ઇ. સ. ૧૭૦૩ની સાલમાં ગુજર્યા. તેને એક કુંવર ભાવસિંહજી ઇ. સ. ૧૬૮૩માં જન્મ્યા હતા.

# प्रकरण ६ ठुं.

ભાવસિંહજી ઇ૦સ૦૧૭૦૩ર્નાસાલમાં સિહોરના રાજ્યાસને બીરાજ્યા. આ સમયમાં પોતે કિશોર વયના હતા. તેથી દામજીના પુત્ર વલ્લભજી મેહેતાને મુખ્ય દિવાન નીમી રાજ્ય કારોબાર તેમની સલાહ લેઇ કરવા લાગ્યા. તેઓના ઉપર ક્રોધ ઉપજાવવા સારૂ ભાવસિંહજીને કોઇએ મશ્કરીમાં કહ્યુંકે "રાજતો વલ્લભજી મેહેતા કરેછે. તમેતો નામના રાજાછો" આ વચન ઉપરથી ભાવસિંહજીએ વલ્લભજીને પોતાના તીવ્ર ભાલા વડે ઠેર મારી નાંખ્યો. એટલે તેના ભાઇઓ, અને સંબંધીઓએ અત્યંત ત્રાસ પામી ભયથી છૂટા થવા પરાઇ હદમાં જઇ વસવા માટે ઉચાળા ભર્યા. ભાવસિંહજીની મા કેશાબાને આ વાતની ખબર મળતાં તેઓ રથમાં બેશીને ઉચાળા આડાં આવ્યાં. અને તેમને ધૈર્યતાથી કહેવા

લાગ્યાંકે કશી વાત મારા જાણવામાં નથી. અને કુંવરને પણ ખરી વાત માલમ પડશે. ત્યારે તેને પણ પસ્તાવો થશે. માટે તમે પાછા વળો. નહીં વળોતો અમારા ઉચાળા પણ તમારી સાથેછે. વીગેરે શીખામણનાં વાક્યો કહી તેમનાં અધીરાં મન શાંત કર્યાં. આવા દિલાસાથી તેઓ સર્વ પાછાં ફર્યાં. જેથી તેના વડીલ રણછોડ મેહેતો હતા. તેમને રાજ્ય સભામાં બોલાવી પ્રધાનવટી આપી રીત પ્રમાણે ઉમદા સિરપાવ સાથે રૂપાનો દવાત સ્વાધિન કર્યો.

ભાવસિંહજી એક દિવસ મૃગયા રમવા નીકળ્યા. તેઓ ફરતા ફરતા પ્રાચિન વડવા પાસે દરીઆથી છૂટા પડેલા નિર્જન અને સપાટ ભાગમાં જઈ ચઢ્યા. ઉત્તર દિશામાં રળીયામણું બંદર થાય એવી એક ખાડી અને તેની નજીકમાં એક બાજુ ઊંચાણની જગ્યોથી દેખાતો સુશોભિત ગોઘા બંદરનો દેખાવ, દક્ષિણ, અને પશ્ચિમ દિશાતરફ નેત્રને રંજન કરનારા ખોખરા, પાલીતાણા, સિહોર, અને ચમારડીના રમણિક ડુંગરો નજરે પડ્યા. તેમજ ખાડીના કિનારાની નીચાણમાં વનસ્પતિથી વીંટળાઇ ગયેલી જગ્યામાં રૂવાપરી માતાનું દેવાલય, તથા સત્ય અસત્યની બારીને નામે ઓળખાતો લાંબો પથ્થર, એ સઘળુ દૃષ્ટીએ પડ્યું. વળી સામી બાજુએ પેરમ પતિની દરિયાઈ સત્તાની નિશાની દાખલ ખાડીમાં થોડાંક ઊંચાં વહાણોના કૂવા, તથા ઈંટો અને પથ્થરથી ચણાએલા પાયા જોયા. તેથી દટાઇ ગયેલું ધુતાર પટણ યાને વલ્લભીપુરનું

બંદર હશે. એમ તેમના અંતઃકરણમાં આભાસ થયો.

આવું ચિત્તાકર્ષ અને રમણિય સ્થળ જોઇ તે જગોએ સંવત ૧૭૭૯ ( ઇ. સ. ૧૭૨૩ ) ના વૈશાક સુદ ૩ સોમવાર-ના રોજ ચાર ઘડી દિવસ ચડતાં પોતાના નામ ઉપરથી ભા-વનગર વસાવ્યું. અને તેને ફરતો મજબૂત કિલ્લો બાંધી પો-તાની ગાદીની સ્થાપના ત્યાં કરી.

બાદશાહનું રાજ્ય શાહુ રાજાના હાથમાં આવ્યું. ત્યારે આરબોનું ટોળું તેના ભેગુ ભળી ગયું. તેથી તેણે પોતાનું રાજ્ય મક્કા સુધી અને પૂર્વમાં ભદ્રિકા સુધી સ્થાપન કર્યું. તેના સુબેદાર એવા સત્તાવાન થયા કે તેઓએ બમણી ખંડણી લેવા માંડી અને કેટલાએક દેશ તાબે કરીને તેઓ શાહુરાજા પાસે સાતારે આવ્યા. તે વેળા સર્વેને બોલાવ્યા. રાજ્યસભા ભરાઇ, ગાન તાન, રંગ રાગ થવા લાગ્યા. શાહુરાજા રાજ્યા-સને બીરાજમાન થયો. તે વખત તેમણે શીવાજીને કહ્યુંકે આપણે દિલ્લી તોડીને ઘણો મુલક તાબે કર્યો. હવે કયા કયા જીતવાના બાકી રહ્યાછે. તે સાંભળી શીવાજી બોલ્યો. મેં ઘણા દેશ જીત્યાછે. પણ સૌરાષ્ટ્ર જીતાયો નથી. તે દેશ ફળ-દ્રુપ અને રળીઆમણો છે. જેમાં ઘણાં માણસો વસેછે. ત્યાં તોપોવાળા ઘણા મજબૂત કિલ્લાછે. તેમજ તે દેશ અ-ખૂટ દોલત, અને મોટા જોરાવર જોદ્ધાથી ભરપુરછે. આ વાત સાંભળતાંજ શાહુએ પોતાના સરદાર કંથાજી અને પીલાજીને સરખે સરખા બળવાન જોઇ પટો આપી સોરઠ

જીતી લેવા આગ્ના કરી, અને કહ્યું કે તમે જે દેશ કે શેહેર જીતશો તે તમને જાગીરમાં આપીશ.

એમ કહી તેઓને રાજ્યપદ આપીને સીરપાવ કર્યો. આ હુકમ બંને સરદારોએ શિરપર ચડાવી મુલકની જીત મેળવવા તૈયાર થઇ સૈન્યા તાબડતોબ ચલાવી, તે વિસ્તીર્ણ જગો ઉજડ કરતી ગૂજરાત દેશમાં આવી તેનો કબજો કરી લીધો. દિલ્હીના સરદારો લડાઇનો સરંજામ લેઇ તેમને મળ્યા. તેઓએ મુગલાઈ તલવારો ખેંચી, રૂસતમઅલી એંશી હજાર માણસની ફોજ લઇને આવ્યો હતો, તે આ લડાઈમાં પડ્યો. જમીદાર માથાં નમાવીને કહેવા લાગ્યા કે તમે અમારા ધણીછો, દરેક ગામમાંથી તમોને સલામી મળશે. અમે ગરીબછીએ, તેથી તમારી સાથે લડવા સમર્થ નથી. પણ તમે ભાવનગરપતિ ભાવને જીતી લેશો તોજ સાતારામાં તમને સાબાશી અને સીરપાવ મળશે. ભાવ યુદ્ધ કરવામાં અતિકુશળ, શૌર્યબળ અને ચાતુર્યમાં અનુપમ અને અજીત છે. વળી એ ગોહિલવાડ દેશ સૌરાષ્ટ્રમાં ખરેખરૂં કુંદન છે તેમજ સુંદર અને સમૃધિવાન, તેવો બીજો એકે દેશ નથી. ભાવે અમને બહુ પીડા કરી તેથી અમે તેને માથું નમાવી કહ્યું કે તમો અમારા ધણીછો તેણે ઘણા કિલ્લા લઈ લીધા છે.

કુંથાજીએ જ્યારે આવા શબ્દ સાંભળ્યા ત્યારે તેને હાડોહાડ લાગી ગઇ, રૂવાંટો ઉભી થઈ, શૌર્યનો પાનો તેના મગજ

ચડ્યો. આંખો લાલ થઈ ગઈ, ભાવ જેવા વીર અને મોટા ભુપાળનો પરાભવ કરી સુકીર્ત્તિ મેળવવાનો આવો રૂડો લાગ મળ્યો જાણી તેનું હૃદય હર્ષથી ફૂલાયું. અને સામંતોને સૈન્યા સજ કરવા હુકમ આપ્યો કે તુરત તૈયાર થઈ કુચ કર્યું. તેણે થોડી મુદતમાં આવી સિહોરથી બે ગાઉ છેટે ૯૦ સ. ૧૭૨૨ માં મુકામ કર્યો અને એક બ્રાહ્મણને બોલાવી ભાવના ઉપર કાગળ લખીને મોકલ્યો. તેમાં લખ્યું કે "સિહોરનો કિલ્લો જલદીથી અમારા સ્વાધિનમાં કરો, નહીં તો તમને શીવના સોગનછે. અરૂણોદય થતામાં તમારા શેહેરની આસપાસ મારો વાવટો રોપાશે. હું તમને રાત્રીના ચાર પ્રહરની મેહેતલ આપું છઉં.

ભાવસિંહજી તેની લખેલી ચીઠી વાંચીને કોપાયમાન થયા. પગથી તે માથા લગી ઝાળ વ્યાપી, જેમ મેઘ આવતો જોઈ કેશરીસિંહ ગર્જના કરે તેમ ગર્જના કરી બ્રાહ્મણને કહ્યું કે તું મને જલદીથી તારી પીઠ બતાવ કે જેથી તને મારી નાંખવાનું પાપ મારે માથે આવે નહીં. બ્રાહ્મણ જતો રહ્યો. અને તેણે સર્વ વૃતાંત કંયાજીને ઝાહેર કરી કહ્યું કે સવારમાં તમે જાઓ, અને ભાવની સામે લડો.

નોબતો ગડગડી, સેના ચાલી, અને સિહોરમાં જ્યાં મનુષ્યનો ઈંદ્ર બીરાજ્યો હતો. ત્યાં કંયાજી આવી પોંહોચ્યો. કોક બાણ ઉડવા લાગ્યાં તોપોના ગોળા રમકારા કરવા લાગ્યા. ડુંગરા ગાજી ઉઠ્યા. બંને બાજુએથી ગોળા ચાલ્યા. પણ

કિલ્લામાં વસનારાઓને કાંઈ હરકત થઈ નહીં. અને હલ્લો કરનારાઓને કબૂતરની પેઠે વીખેરી નાંખ્યા. જે બહાર હતા. તેમાંથી ઘણા પડ્યા અને ધૂળ ખાવા લાગ્યા. કિલ્લામાં રહેનારા ડગ્યા નહીં. અને મરેઠા થાકથી બેજાર થઈ ગયા રતનસિંહનો પુત્ર ભાવસિંહ જરાપણ ડગ્યો નહીં. સૂબાઓ પરિશ્રમથી લોથ થઈ ગયા. દીવાન બોલ્યો તમે તમારી મેળે શું કરવાને દુઃખી થાઓછો. આપણું દારૂખાનું અને ફોજ ઘણી થોડી રહીછે. મારી સલાહ સાંભળો. આકાશ જેવડો ઊંચો મેરૂ આપણા હાથમાં આવ્યો નથી. અને આવશે પણ નહીં. આ પ્રમાણે કહેવાથી તેઓ પોતાના તંબુ પડાવીને ચાલતા થયા. કંથાજી ઘેર પાછો ગયો નહીં પણ યમને ઘેર ગયો. બીજું વરસ આવ્યું ત્યારે શાહુએ વળી પોતાના રાવતોને એકઠા કરી કહ્યું કે દેશ જીતીને તમે સઘળા આવ્યા પણ પિલાજી અને કંથાજી હજુ કેમ આવ્યા નથી. એમની શી વલે થઈછે ત્યારે રાવતો બોલ્યા જે "જે જાય જાવે તે પાછો કદી ના આવે" અને આવે તો છોકરાંનાં છોકરાં ચાવે એટલું દ્રવ્ય લાવે "પણ જે ભાવની સાથે લડવા જાય તે પાછો આવેજ નહીં."

આ વખત સુરતમાં સોરાબખાનનો અમલ હતો. તેનો દિલ્લીના દરબારમાં ઘણો વગ વસીલો હતો. ભાવસિંહજીએ તેની સાથે દોસ્તી કરી અને ઈ. સ. ૧૭૩૨માં જ્યારે સુરતમાંથી તેને કાઢી મુકયો, ત્યારે આશરો આપ્યો, પછી

તેને ગોઘાની જાગીર મળી, તથા તે સોરઠનો ડેપ્યુટી ફોજદાર નીમાયો. પણ બાબી સાથે મળતા રેહેવાની જરૂર જણાયાથી તેણે બાબીઓને ગોઘાને બદલે બાટવા જાગીરમાં આપ્યું. ઈ. સ. ૧૭૩૪ બીજે વરસે તે વીરમગામનો સુબો નીમાયો પણ રતનસિંગ ભંડારી સાથે ધંધુકા પાસેના ધોળી ગામે લડાઈ થઈ તેમાં તે હાર્યો ને માર્યો ગયો ઈ૦ સ૦ ૧૭૩૫ સોરાબખાનના મોતથી, ને ગોઘામાંથી બાબીઓ જવાથી ભાવસિંહજીના લોભને કોઈ અટકાવનાર રહ્યું નહી તેથી તથા પોતાની હોંશીઆરીથી ભાવસિંહજીનો દાબ આખા ગોહીલવાડ પ્રાંતમાં સારીપેઠે બેશી ગયો. ભાવસિંહજીએ પોતાની લાંબી જીંદગીમાં જેટલાં કામ કર્યાં તેટલાં હિંદુસ્તાનના બીજા થોડાજ રાજાઓએ કર્યાં છે. એણે જે જે સારાં કામ આરંભ્યાં હતાં, તે એના પૌત્રે પાછળના વખતમાં તેવીજ હોંશીઆરીથી પૂરાં કર્યાં.

ભાવસિંહજીને પાંચ દીકરા તેમાં ટીલાયત અખેરાજજી ઈ૦ સ૦ ૧૭૦૦ની સાલમાં જનમ્યા હતા. અને તેથીનાના વીસાજીને ઈ૦ સ૦ ૧૭૪૭માં વળા વગેરે ત્રણ ગામ અને બીજા ગોયા ભાઈને રામપર વીગેરે, અને ત્રીજા રામદાસજીને હળીયાદ અને મોડ ભાઈને રતનપર વીગેરે, એ રીત ગામો અનુક્રમે ગિરાસમાં આપ્યાં. એણે ભાવનગર, સિહોર અને ઉમરાળા નજીકમાં પાદશાહી થાણાંનાં ઘણાં ગાંમ લઈ લીધાં. ભાવનગર દિવસે દિવસે આબાદીમાં આવવાથી

તેની નજીકનું ગોઘા બંદર જે કે તે વખતે બાબી મોમીન ખાનના તાબામાં હતું. તેથી વેપારને નુકસાન લાગવાથી આ-મન સામન કેટલીએક જીકર ચાલ્યા પછી ભાવનગરની તરી જકાતમાં તેનો હિસ્સો કરી આપ્યો. તે કારણથી ભાવન-ગરના વેપારમાં વૃદ્ધિ થઇ. અને મારવાડ, મેવાડ, સુરત, ભરૂચ, મલબાર, મસ્કત, જંગબાર, મોઝાંબીક વગેરે બંદરોએ માલ લઇજવા લાવવાને ભાવનગરનું બંદર વેપારનું મુ-ખ્ય સ્થાન થઇ પડ્યું. અને વેપારીના વાહાણને સમુદ્રમાં ચાંચીઆઓના ભયથી રક્ષણ માટે, તથા પરસ્પરની જકાત-માં ઘટાડો કરવાથી વેપારને ઉત્તેજન મળે તેટલામાટે અને ખં-ભાતના નવાબની દુશ્મનીથી બચવામાટે ભાવસિંહજીએ ઇ० સ० ૧૭૩૯માં સુરતના શીદી કિલ્લેદારની સાથે ટ્રીટી કરી. તેમાં બંદરની જકાતના ચોથ હિસ્સાનો હક ( સેંકડે સવાટકો ) તેને આપવો. સુરતના વેપારીઓનું ભાવનગરમાં દાણ ઓછું કરવું. તેને બદલે ભાવનગરના વેપારીઓનું સુરતમાં દાણ લેવું નહીં. અને બંને જણાએ સોરઠના કાંઠા ઉપર ચાંચીઆઓને બં-ધ કરવા પ્રયત્ન કરવો.

એ સુરતના શીદીનો હક ઇ०સ० ૧૭૫૯માં દિલ્લીના બા-દશાહે બ્રીટિશ સરકારને આપ્યો. જેથી કે આ બંદરનો તે શીદીનો હક અંગ્રેજ સરકારને મળતાં આ સંસ્થાનની સાથે તેમને દોસ્તીનો સંબંધ જારી થયો. અને એક બીજાના બંદર આબાદીમાં આવે માટે પરસ્પર ઘટતી મદદ કરવા લાગ્યા.

અમદાવાદના સુબેદાર પાસેથી બાબીને બક્ષીસ મળેલું ગોઘા બંદર મોગલની પડતી અને પેશ્વાની ચડતીના વખતમાં ખંભાતના નવાબે બાબી પાસેથી ઈ૦સ૦ ૧૯૭૭માં જીતી લઇ થાણું બેસારેલું, તે થાણાદારનો રૈયત ઉપર ઘણો જુલમ હોવાથી તેમણે ભાવસિંહજીને એ બંદર લેવા અરજ કરી તે ઉપરથી તેમણે ગોઘાનો કિલ્લો હાથ કર્યો.

ભાવસિંહજી ચાલાક અને બુદ્ધિમાન ઠાકોર હતા. અને તેનું ભવિષ્ય થયા પેહેલાં તેના વસાવેલા શેહેરને વ્યાપારનું મુખ્ય સ્થાન થએલું જોવાનો લાભ તેને પ્રાપ્ત થયો હતો. તે વખતમાં મોગલ રાજ્ય પડતી દિશામાં આવી પડ્યું હતું. તેથી હુલ્લડ ચાલવાને લીધે સમુદ્ર રસ્તે આવજા કરવાનું કામ ભય ભરેલું થઈ પડ્યું હતું. તથા વ્યાપારને અંગે જુલમ ભરેલા કર લેવામાં આવતા હતા. ગોઘા અને ખંભાતને રક્ષણ મળતું બંધ થયું હતું, તથા અમદાવાદની સાથેનો લાભ દાયક વ્યવહાર ઓછો થયો હતો. તેના પ્રમાણમાં એ બે બંદરોના વ્યાપારને અથાગ હાની પહોંચી હતી. ત્યાં થોડા લોકો રહ્યા હતા, મહી નદીના મુખ પાસેથી તે સિંધુ નદી સુધીનો કિનારો ચોર લોકોના કબજામાં થઈ પડ્યો હતો. તેઓ વ્યાપારીઓના માલને લૂટી લેતા. તેમજ દરીઆમાં ચાંચીઆ લોકો ફર્યા કરતા હતા. એટલા માટે ભાવનગરમાં તેના ગજા પ્રમાણે શક્તિ ધારણ કરનાર રાજા થવાથી ઘણો લાભ થાય તેમ હતું. અને તે પ્રમાણે ત્યાંના ઠાકોર વ્યાપારને

આશ્રય આપવાને શકિતમાન તેમજ ઉત્સુક હતા. તેથીજ ગોહિલ રાજાઓનો મુંબઇ સરકાર સાથે વ્યવહાર ચાલવાનો પ્રારંભ થયો. તે વેળાએ આ ઇલાકાનો વ્યાપાર અને સાધન એ બંને હાલની વેળા કરતાં બહુ ઓછાં હતાં (ઈ૦ સ૦ ૧૮૦૭ ) એવે પ્રસંગે બ્રિટિશ સરકારને ભાવનગરના ઠાકોર સાથેની મિત્રાઈ પરિશ્રમથી અને લક્ષ દઇને કરવામાં આવી. ભાવસિંહજીનું શરીર ઘણું મજબૂત અને બુદ્ધિ પણ ચંચળ હતી. તેમણે પોતાની હદ આસપાસનાં વરતેજ, પાલીતાણાના ભાયાત પાસેથી ત્રાપજ અને ચાંચીઆ કોળી પાસેથી સુલતાનપર વગેરે ગામો જીતી લઈ વધારી. અને સિહોરની એક નાની ઠકરાતમાંથી મોટું રાજ્ય સ્થાપ્યું. તેમને મૃગયારમત, અંગકસરત, અને ઘોડાની સરતના એલ બહુ ગમતા. તેણે સંવત ૧૮૨૦ (ઈ૦ સ૦ ૧૭૬૪) માં સુમારે ૬૨ વરસ રાજ્ય કરી ૮૧ વરસનું દીર્ઘ આયુષ્ય ભોગવી સ્વર્ગવાસ કર્યો.

ભાવસિંહજીના ટીલાયત કુંવર અખેરાજજી ઇ૦સ૦ ૧૭૬૪ ની સાલમાં તખ્તનશીન થયા. તે સામાન્ય રીતે ભાવાજીના નામથી પ્રસિદ્ધ હતા. તે લોભી સ્વભાવના નહોતા તેમજ લડાઈ કરવામાં પણ તે ભાવ રાખતા નહીં. અખેરાજજીએ ગોઘાનો કિલ્લો પેશ્વાને આપવાથી ખંભાતના નવાબ નારાજ થયા. અને તેઓએ ભાવનગર બંદરને નુકસાન કરવા આરંભ્યું તે ઉપરથી અખેરાજજીએ લડાઇની તૈયારી કરી. એટલામાં સન ૧૭૭૧ની સાલમાં ખંભાતના ઈંગ્રેજ રેસીડેન્ટની

કોચીરથી નવાબ પાસે ઇંગ્રેજ સરકારે એવા કરાર લખાવી લીધો કે " ભાવનગરનું બંદર અને તેના તાબાનાં ગામોને અમે કોઇ પ્રકારની હરકત કરીશું નહીં. તેમ ગોઘાના બંદર બાબત દાવો કરીશું નહીં"

ખરાડીઆ જાતના મુસલમાન લોકના તાબામાંથી ઠગાઇ કરીને મિશરી ખશીઆએ મહુવાનો કિલ્લો હાથ કર્યો અને પોતાના ભત્રિજા હમીરને વાઘનગર જાગીરમાં આપ્યું. તે સાહસિક પુરૂષ હોવાથી કેટલાંક ગામો જીતી પોતાની રાજધાની જાંજમેરમાં કરી. પરંતુ તેને લોભ વધવાથી સિહોરની નજીકમાં લૂટફાટ કરવા માંડી, તેને અખેરાજજીએ પરાજય કરી નસાડી મૂક્યો.

ખંભાતના અખાતના કિનારા ઉપર આવેલા તળાજા બંદરમાં બારૈયા કોળી લોકો રહીને સમુદ્રમાં વેપારીઓનાં વાહાણ લૂટી રાડ બોલાવી હતી. પરંતુ તે બંદરના વ્યાપારને ઉત્તેજન આપવાને, અને તેનું રક્ષણ કરવાની જરૂર પડવાને લીધે અખેરાજજીએ ઇંગ્રેજ સરકારની મદદમાં રહી તેનું પારીપત્ય કરી તળાજા જીત્યું. પછી બ્રિટિશ સરકારે તે શેહેર રાખોળ અખેરાજજીને આપવા માંડ્યું, પણ તેણે વિવેકને લીધે લેવાની ના કહી. તે ઉપરથી ઇ૦સ૦ ૧૭૭૧–૭૨માં તળાજા ખંભાતના નવાબને આપ્યું.

પેશ્વાની ચડતી જોઈ અખેરાજજીએ ગોઘામાં પોતાનો ચોથનો હક રાખી તે કિલ્લો પેશ્વાને નજર કર્યો. તેના બદલામાં પેશ્વાએ અખેરાજજી સાથે કરાર કરી ભાવનગરના બંદરમાંનો

ગોઘાના બાબીએ કરેલો ચોથનો હક પોતાને આવતો તેનો ½ છોડી દેઇ વરતેજ વગેરે ગામોની જમાબંદી માફ કરી તથા દર વરસે ત્રણથી ચાર હજાર રૂપિયા ભાવનગરની જકાતના લેતા તે બંધ કર્યા. અખેરાજજીએ સન ૧૭૭૨માં કૈલાશ વાસ કર્યો. તેમને વખતસિંહજી નામે એક કુંવર સંવત૧૮૦૧ (ઇ૦સ૦ ૧૭૪૫) ની સાલમાં જન્મ્યા હતા.

---

## प्रकरण ७ मुं.

આ વખત ભાવનગરના તાબામાં સિહોર, ગુંદી કોળીયાક, વરતેજ, ઉમરાળા, ત્રાપજ, ભંડારીઆ ને દિહોર. એટલા માહાલો. તથા સરવૈયા તાલુકાનો કેટલોક ભાગ તથા ભાલનાં કેટલાંક ગામડાં હતાં.

વખતસિંહજી સં. ૧૮૨૮ (ઇ૦સ૦ ૧૭૭૨)ની સાલમાં ભાવનગરના રાજ્યાસને બીરાજ્યા. તે આતાભાઇને નામે વધારે પ્રસિદ્ધ હતા. તેઓ તેમના પિતા કરતાં વધારે લોભી અને સાહસિક હતા. ઘણા પ્રકારની પ્રાપ્તિ કરી લઇને તેણે પોતાનું રાજ્ય વધાર્યું. અને વ્યાપારનું રક્ષણ કર્યું, તળાજાના કિલ્લામાં ખંભાતના નવાબના સૂબા બાનુરદીન તરફથી ઘણો જુલમ થવા માંડ્યો. અને ઠાકોરના સગાઓને ઠેર કર્યા. તે ઉપરથી બ્રિટિશ સરકારના મુખ્ય અધિકારી ઉ-

વીલિયમ આન્ડરૂ પ્રાઈટ સાહેબની મારફતે તા૦ ૩૧મી જાનેવારી સન ૧૭૭૩ના રોજ ખંભાતના નવાબ મોમીનખાન પાસેથી વખતસિંહજીએ પંચોતેર હજાર રૂપીઆ આપવા કરી બળ અને યુક્તિના ઉપયોગથી તલાજાનો કિલ્લો વેચાતો લીધો પણ ત્યાંના સુબેદારે કેટલીક મુદત સુધી તે કિલ્લાનો કબજો નહીં સોંપવાથી ઈ૦સ૦ ૧૭૮૦માં લડાઈ કરી હસ્તગત કર્યો. અને તેની ખુશાલીમાં પોતાના સસરા ઢાંકનાવાળા ખીમાભાઈને તલાજાના સૂબા ઠરાવીને પાસેનાં ગોરખી, અને દેવલી ગામ જીવાઈમાં આપ્યાં. તેમજ એ અરસામાં બોટાદ, ગઢડા, વગેરે ખાચર કાઠીનાં ગામો, તથા દાંત રેટીયા, સાંઢીડા, વગેરે ચુડાસમા રજપૂતોનાં ગામો, અને સણોસરા, ઝરીયા વગેરે લાઠીવાવાડનાં ગામોમાં ખંભાત બારાના કોળી, અને જતવાડાના જત. તથા લુંણામાંજરીઆ, એ નામના લોકોએ ધાડાં પાડવાથી તે ગામો ઉજડ થયાં. તેથી ખાચરો ચુડાસમા, અને લાઠી દરબાર તરફથી વખતસિંહજીને મદદ કરવા અરજ થઈ. તે ઉપરથી તેમણે ફોજ લઈ સદરહુ લુટારાઓનો પરાભવ કરી તેમને દેશપાર હાંકી કાઢ્યા. અને એ ગામોમાં પોતાનાં થાણાં બેસારી તાબે કર્યાં. તેમજ સન ૧૭૮૧માં મહુવાના મિશરીખસીયાના ભાઈ હમીર ખસીયાએ ઝાંઝમેરનો કિલ્લો, અને આસપાસનાં કોટડા, ઉંચડી અને બીજાં કેટલાંક ગામો, ત્યાંના રહેવાસીઓને જેર કરી તાબે લઈ તલાજામાં લુટફાટ વગેરેની હરકત કરતો, તે ખીમાભાઈના

ઝાહેર કરવાથી તેના ઉપર સન ૧૭૮૧માં વખતસિંહજીએ ચડાઇ કરી હમીર ખસીયાનો પરાભવ કર્યો. ને તે કિલ્લો સ્વાધિનમાં લીધો. હમીર નાશીને ગોપનાથના મહંતને આશરે ગયો. વખતસિંહજીએ ગોપનાથ જઇ મહંતને હમીર આપી દેવા કહ્યું, ત્યારે મંહતે કહ્યું કે એને મારો નહીં, તો આપું. વખતસિંહજીએ કહ્યું કે હમીર જીતેલાં ગાંમ પાછાં આપે અને હવેથી કોઇ વાર ભાવનગરના ગામમાં લૂટ ચલાવે નહી તો જીવતો રાખું. હમીરે તે કબુલ કરવાથી તેને જવા દીધો. અને તે અરસામાં વાજા ગરાશીયાઓનાં કેટલાંએક ગામો તાબે કરી પોતાની સત્તા બેસારી, તેને ચાકરી બદલ મધુવન ગામ તથા કેટલીએક જમીન આપી. તેમજ ભાલના કેટલાક ચુડાસમાને પોતાના રક્ષણ નીચે લઇ પોતાની સત્તા વધારી. મહુવાનો મિશરી ખસીયો અને વાઘનગરનો હમીર ખસીયો એ બંને જણ મળીને સમુદ્ર કિનારે કેટલાંએક ચોરીયાં વાહાણો ફેરવી ચાંચીઆનો ધંધો કરતા હતા. તેઓએ ભાવનગરના શાહુકારનાં બે વાહાણ લૂટી, તેમાંના માણસોને કતલ કરી તે વાહાણમાંથી સાકર લેઇ મહુવાની બજારમાં જાહેર રીતે વેચી. તે ઉપરથી સન ૧૭૮૪માં વખતસિંહજીએ જમાદાર તાલબ, અને આરબ જાયદીની સરદારી નીચે પંદરહજાર માણસની ફોજ લઈ મહુવા અને વાઘનગર ઉપર ચઢાઈ કરી. અને મહુવાના કોળી જસા ખસીયાને તથા વાઘનગરના હમીર ખસીયાને નસાડી તે બંને પરગણાં હાથ કર્યાં. પછી કિલ્લાની

ભીંતમાં બાકું પડયું સાંભળીને જસો રાજુલે નાશી ગયો. તેથી ત્યાં જઇને રાજુલા પણ ત્યાંના ભોળા ધાંખડા પાસેથી જીતી લીધું. તથા તેના તાબાનો તમામ મુલક ખાલસા કર્યો. જસો રાજુલેથી ઉંડાણ ગયો પણ ત્યાંના દંતા કોટીલાએ તેને આશરો ન આપ્યાથી તે નાશીને ગીરમાં ગયો. દંતાએ વખતસિંહજીને નજરાણું આપ્યું તે લેઇ વખતસિંહજી પાછા રાજધાનીમાં આવ્યા. એ રીતે ચાંચોયા લોકોનો પરાજય કર્યાથી નામદાર મુંબઈ સરકારના અધિકારીઓનો તા. ૨૪ મી ડીસેમ્બર સને ૧૭૮૫ નો સરકારની સાથે દોસ્તીના સંબંધમાં ખુશાલી ભરેલો પત્ર આવ્યો, તેથી વખતસિંહજી ખુશી થયા.

વખતસિંહજીએ વાળાક પરગણામાં સરવૈયા ગરાશીયા સાથે સગપણના સંબંધથી તેમનાં ગામડાં બાતલ મૂકી પોતાની સત્તા બેસારી, તેમજ બ્રિટિશ સરકારની મદદ લેઈ મહુવા ઉપર ચઢાઇ કરી પાયમાલ થઈ ગયેલાને નવેસરથી વસાવી કિલ્લો બાંધી તેનું બંદર આબાદ કર્યું. આ વખતથી રાઓળને આ મુલ્યવાન દેશ, અને વિસ્તીર્ણ સમુદ્ર કિનારાની પ્રાપ્તિ ચાંચીયાનો ધંધો કરનારા લોકો પાસેથી થઈ. તેને માટે કર્નલ વાકર સાહેબ કહેછે કે "ભાવનગરના ઠાકોરોએ પોતાની મતલબ માટે ગમે તેવા જુલમ અને લોભના ઉપાય કર્યા હશે, તોપણ તેઓની છેવટની મતલબ તો બ્યાપારનું રક્ષણ કરવાની હતી. આ રાજનીતિની સારી અસર બહુજ થઇ, અને બ્યાપારનું રક્ષણ કરવાની આવી નિયમિત રીતને

લીધે કંપની સરકારની રૈયતથી કિનારા ઉપરના બ્યાપારને દરેક જાતની સુલભતા મળી. આ રાજનીતિથી થતા ફાયદા શોધી કાઢવાનો વિચાર ભાવનગરના રાઓજીને પ્રથમથી સૂઝ્યો. તેમજ તેઓની રૈયતને લૂટફાટ કરીને ગુજરાન કરવાની ટેવ પડી હતી તે છોડાવી દઈને મેહેનત કરી પેદા કરવાનો ધંધો કરવા ઉપર તેઓનું મન લગાડવાની સુચના કરીને તેઓને સુધારી દેવાનો તેમનામાં અજાયબ જેવો ગુણ હતો, જે કિનારા ઉપર આગળ લૂટફાટનો ધંધો ચાલતો હતો તે બંધ કરાવીને તે ઠેકાણે વેપારીઓના જાન માલની તેઓએ નિર્ભયતા કરી દીધી તેથી સદાય ઘણા લાભ થવા લાગ્યા, તેમજ વળી આ ઠેકાણે લખાવું જોઇએ કે જ્યાં લોભની વાત આવેલી ત્યાં વખતસિંહજીએ પ્રતિજ્ઞાનો અને ન્યાયનો વિચાર થોડોજ રાખ્યોછે. પોતાની સત્તા વધારવાનો અને પોતાની મતલબ બર આણવાને અગર જો તેણે દમ રાખીને અને ઘણું કરીને વિચારથી ઉપાય કામે લગાડેલાછે. તોપણ તેનો ઉઠાવ પોતાના સ્વાર્થને લીધેજ માત્ર થયેલો, અને તે ઉપાયનો અમલ કરતી વેળા બે દરકારપણે બળ, પ્રપંચ અને યુક્તિ કામે લગાડેલીછે."

આવા પ્રકારના સાધનને લીધે ગૂજરાત, સોરઠ, અને મારવાડનો માલ ભાવનગર આવવાને, અને ભાવનગરનો માલ એ દેશો ખાતે જવાને ભાવનગર મુખ્ય સાધન થઈ પડ્યું. અને વેપારીઓને ત્યાં ઉત્તેજન મળવા માંડ્યું, તેથી

ઘણા પૈસાવાળા લોક ત્યાં આવી વસવાને લલચાયા. તેની પાસેનું ગોઘા બંદર તે વેળાએ સગવડવાળું છતાં પેશ્વાસરકારની ખરાબ રાજ્ય રીતિને લીધે તરતજ ભાગી પડવા માંડ્યું કેમકે તે સરકાર ભાગેલાં વહાણનો માલ વ્યાપારીઓને પાછો સોંપતી નહીં, અને બીજો પણ સારો બંદોબસ્ત રાખવાનો પ્રયત્ન કરતી નહીં, અને ગોહિલના તાબામાંના કિનારા ઉપર સર્વ ઠેકાણે તેઓનું રક્ષણ થતું હતું, અને વ્યાપારીઓને તેમનું જે હોય તે પાછું આપવામાં આવતું હતું.

પોતાના મુલકમાંથી લૂટારા, ચાંચીયા, બારવટીયા વગેરે પ્રજાપીડક લોકોનો જેમ બને તેમ જલદીથી નાશ કરવો, રૈયતનું રક્ષણ કરવું, વેપારની વૃદ્ધિ કરવી, રાજ્યમાં વધારો કરી મુલક આબાદ કરવો, વગેરે સ્વભાવિક ગુણો આ વખતસિંહજી ઠાકોરના દિલમાં હમેશાં નિવાસ કરી રહ્યા હતા.

કુંડલાના ખુમાણ કાઠીઓએ મહુવાના જીતેલા મુલકમાં ધાડાં પાડી લૂટ જારી રાખ્યાથી તેઓને હરાવી કબજે કર્યા. એ વખત કુંડલા આલાખુમાણના કબજામાં હતું. પણ તે ગુજરી જવાથી તેના છ દીકરા—ભોજો, મૂલુ, હાદો, લુણો, શૂરો, અને વીરો હતા. તેને વારસા બાબત અંદર અંદર કુસંપ થવાથી તેઓમાંના ભોજ ખુમાણે ભાવનગર આવી કુંડલા પરગણું વખતસિંહજીને અધાટ કરીઆપ્યું. અને પાછો કુંડલે જતાં તેના ભાઇઓએ તેની સાથે તોફાન ઉઠાવ્યું. એટલે તેણે વખતસિંહજીને મદદે બોલાવ્યાથી તેઓનો

બચાવ કરવા ખાતર મોટી ફોજ લઈ ત્યાં ગયા કે તુરત કાઠીઓ પણ પોતાનું લશ્કર એકઠું કરી લડવા મેદાનમાં આવ્યા. જેમ તોફાની સમુદ્ર મોજા મારતો આવે તેમ બે લશ્કર રણભૂમિમાં મોટા દબદબાથી સામ સામાં મળ્યાં. નગારાં, અને રણશીંગાં વગેરે લડાઈનાં વાજંત્રનો મોટો ઘોર, અને એક તરફથી મદોન્મત્ત હાથીના ચોસકારા, અને લશ્કરી શૂરવીરોની હાકથી આકાશ શબ્દમય થઈ રહ્યું. બંને તરફના પેહેલવાનો લશ્કરના દરમ્યાન મેદાનમાં આવી પોતાનો મુકાબલો ચહાવા લાગ્યા. ભાઇને ભાઇઓ ઉપરથી દયા ઉડી જઇ એક બીજાના લોહીના તરસ્યા થયા. લડાઇનું મેદાન એવું તપી ઉઠ્યું કે ઘોડાના નાળમાંથી આગ ઝરવા લાગી, ઠાકોરની ફોજે તોપો, અને બંદુકના ગોળાનો વરસાદ વરસાવ્યો. ભાલા અને તલવાર વતી કતલ કરવામાં કચાશ રાખી નહીં. એ પ્રમાણે કમકમાટ ભરેલી ખુનરેજી બે દિવસ ચાલી. છેવટ ઠાકોરે ગુસ્સામાં આવી લડવૈયાને પડકારો કરી મુકાબલ હુમલો કીધો. તેમાં કાઠીઓનો પરાભવ થયો. એટલે ઇ૦સ૦ ૧૭૯૦માં કુંડલા પરગણું ઠાકોરને તાબે થયું. હાદો, અને મૂલુ ખુમાણ વગેરે કાઠીઓ નાસી જઈ જુનાગઢની મદદ લેઇ પાછા લડવા આવ્યા. એટલે વખતસિંહજી તેના સામા થઇ ખારાપાટ સુધી હઠાવી, તેને હરાવી, ખારાપાટનું લીલીયા પરગણું કુંડલા પરગણાસાથે જોડી દીધું. લીલીઆ અને ગુંદરણના કાઠીઓએ જુનાગઢની મદદ માગી. પણ જુના-

ગઢમાં અમરજી દીવાનને સન ૧૭૮૪માં મારી નખાવ્યા પછી ગડબડ ચાલતી હતી તેથી ત્યાંથી મહમદતોરા નામના સરદારના ઉપરીપણા નીચે માત્ર થોડાં માણસ આવ્યાં. વખતસિંહજીને ચપળતાનો લાભ માલુમ હોવાથી કુંડલામાં જંબરા સીધીનું થાણું રાખી એકદમ હુમલો કરી તેમને હરાવ્યા ને સલડી વગેરે ગામોમાં થાણાં રાખી પોતે ભાવનગર પધાર્યા. ઉપર પ્રમાણે કુંડલા પરગણાના ખુમાણ કાઠીઓનાં ગામો ઠાકોરે લઈ લીધાથી ચીતળનો કુંપાવત કાઠી ખુમાણ સાથે સગપણના સંબંધથી મળી ઠાકોરના મુલકમાં તડામાર લૂટફાટ કરવા લાગ્યો. તેથી લોકોમાં કાઠીરૂપી ક્રુર વાઘની ભયંકર દેહેસત પેઠી. અને તેઓના ત્રાસથી ધંધા રોજગારમાં મોટી હાની પહોંચી. જેથી લોકો ગભરાયા. આ જુલમની ફર્યાદ શૂરવીર મહારાજા શ્રી વખતસિંહજી આગળ જાહેર થઇ કે સત્વર ક્ષત્રી ધર્મના આવેશથી તેમના શરીરની રૂવાંટી ઉભી થઇ. અને ધાર્યું કે પ્રજાને લૂટારા લોકના ભયથી નચિંત કરવી, એ મારો ખરો ક્ષત્રી ધર્મછે. હું ભાવનગરનો બાદશાહ છઉં. મારા સિવાય દુઃખી રૈયતનું દુઃખ વીદારવા બીજો કોણ સમર્થછે ? માટે મારા અસંખ્ય લશ્કરથી દુશ્મનનો પરાભવ કરી તેની સર્વ રીદ્ધિ સીદ્ધિ ખુંચી લેઇ ભાવનગરના સૂર્યમાં તેજનો પ્રકાશ વધારૂં. આવો વિચાર થયો તેટલામાં કુંડલા અને લીલીયા પરગણાના ખુમાણોને સાથે લેઇ ચીતળનો કુંપોવાળો ભાવનગર ઊપર ધાડ નાખવાની તૈયારીમાંછે. એવી ખબર મળી કે

તુરત તેમણે પોતાનું તમામ લશ્કર એકઠું કર્યું વળાને લાઠીના પોતાના ભાયાત, અને વાછાણી દેવાણી ગોવિંદાણીને ગોમારી ગોહેલોને તથા ગોવાળીઆ કાઠી વગેરે લડાયક લોકોને પોતાની મદદે બોલાવ્યા. અને દુશ્મનો પોતાના મુલકપર ધાડ નાંખે તે પેહેલાં ચીતળપર દોડ કરવાને ઇરાદે પોતાનું શુરાતન ખુલ્લું પાડવા રાજમેહેલમાં આવી રાજ્યાસને બીરાજી કચેરી જમાવી શૂરા સામંતો, અમીર ઉમરાવો, લશ્કરી નાયકો, પ્યાદલ સિપાઇઓને એકઠા કરી તેમને તૈયાર થવા હુકમ આપી કહ્યુંકે " નાહોસ અને બાયલાઓનો આ વખત હું વિકટ દેખુંછું. પણ હોશીયાર લડવૈયા અને ક્ષત્રી ધર્મધારી પુરૂષોનેતો ઘણો હર્ષનો અને અતિ લહાવો લેવાનો જોઉંછું. આપણી રાંકડી રૈયતને દુષ્ટ કાઠી લોકો પારાવાર પીડા આપેછે. માટે ક્ષત્રીવટના જુસ્સાની છાપ છાતી ઉપર સજડ મારી સેહેજ વખતમાં રણક્ષેત્રમાં ફતેહ મેળવો. અને તમારાં નામ અવિચળ રાખો. શૂરા સામંતો તમારૂં ખરેખરૂં શુરાતન બતાવવાનો આ અપૂર્વ અવસરછે. શુરવીરો તમારા હાથનું પ્રબળ જોર શત્રુઓને બતાવો. અને તમારા નામનું સાર્થક કરો. મોટા આવેશે પોતાની સૈન્યને ઉસ્કેરણી આપી ત્રીશ હજાર માણસનું જોરાવર લશ્કર, શણગારેલા હાથી, ઘોડા, રથ, પાલખી, વગેરે સર્વ સરંજામ સાથે મોટા દબદબા સહિત શેહેર બહાર નીકળ્યું. અને આ સઘળી સેનાના સરદાર બાદેવાણી, અને રૂપજી

દેસાઇને ઠરાવ્યા. અને જમાદાર સાલેભાઇને નીમ્યા. સૈન્યા સજ થઇ તાબડતોબ ચાલી ડંકે ઘાવ માર્યા. રણશીંગાં અને શરણાઇથી અતિશય ગોંધાટ મચી રહ્યો. નોબતો ગરગડી, પતંગની પેઠે લીલાં અને પચરંગી નિશાન ફરકવા લાગ્યાં. શુરાતનમાં વધારો કરનારા ચારણ, ભાટ, અને ગવૈયા વગેરેને સાથે લીધા. તેમણે શૂર વીર યોદ્ધાને મહાભારત વગેરેનાં યુદ્ધો વર્ણવી કાઠી સાથે રણસંગ્રામમાં જય મેળવવાને ખૂબ ઉસ્કેર્યા. તેથી તેઓ યુદ્ધમાં શૌર્યતા બતાવવા ઉત્સાહ દેખાડવા લાગ્યા. ઘોડેસ્વારના ચાલવાથી ધરતી ઉપર ધમધમાટ થઇ રહ્યો. જેમ તારામંડળમાં ચંદ્ર પ્રકાસે, તેમ ઠાકોર લશ્કરના મધ્ય ભાગમાં બહાદુર સ્વારોના ભાલાથી વીંટલાએલા, હાથમાં દેદીપ્યમાન તીક્ષણ ભાલું ધારણ કરી ઘોડેસ્વાર થયા. જેમ ભારતના દારૂણ યુદ્ધમાં અર્જુનના રથની ધ્વજાએ પવનનો પુત્ર હનુમાન આવી બીરાજતા. તેમ ખોડીયાર નામની દેવી જે ઠાકોરને સદા સહાય હતી. તે કાળીદેવ પક્ષીનું રૂપ ધારણ કરી ભાલાના અગ્રે આવી બેઠી અને સારાં શુકન થયાં. તેથી તેના મનમાં પોતાનો વિજય થવાની પૂરે ખાત્રી થઈ. તેનું હૃદય હર્ષથી છલકાઇ ગયું. અને લશ્કરને પણ જીત મેળવવાનો ઉમંગ વધ્યો. એટલે સૈન્યા સહવર્તમાન સત્વર ચાલી ઇ૦સ૦ ૧૬૯૩ માં ચીતળ જઇ પોહોંચ્યા અને ઘેરો ઘાલ્યો. એટલે લોકો ભયભીત થયા. વેપારીઓએ ચિંતાતુર થઇ દુકાનો બંધ કરી અને મોટો ગભરાટ ઉઠ્યો.

કુંડલાના ખુમાણોએ જ્યારે જોયું કે જુનાગઢથી મદદ મળતી નથી. ત્યારે તેઓ પ્રથમ જેતપુરના વીરાવાળા પાસે અને ત્યાંથી ચીતળના કુંપાવાળા પાસે ગયા. અહીં તેમણે ઠરાવ કર્યો કે તેમણે જસદણના વાજસુર ખાચરનીજ સામે હમીર ખસીયાની તથા બધા કાઠીઓની મદદ માગવી તેથી તેમણે પાળીઆદના થેબાણી. ચોટીલાના રામાણી અને બોટાદ તથા ગઢડાના ગોદડકા પાસે માણસો મોકલ્યાં. તેમાંનાં ઘણાં ખરાં ચીતળ મુકામે કુંપાવાળાને આવી મળ્યાં. ને એક જબરૂં લશ્કર એકઠું થયું. એટલે કુંપાવત કાઠી રાજા પોતાનું લશ્કર અને કુંડલા પરગણાના ખુમાણો વગેરેને સાથે લઇ ઠાકોર સામે લડવા મેદાન પડયો. વિશાળ રણ ભૂમિમાં બંને ફોજ યથાવિધિ ગોઠવાઇ. ભારે યુદ્ધ મચ્યું. ઘેરાએલો વાઘ જેવા આવેશથી લડે તેવા આવેશથી ત્યાંના કાઠીઓ લડવા-લાગ્યા. ભાલાની ઝપાઝપી થવા માંડી, તેજસ્વી તલવાર ઉછળવા લાગી. જોદ્ધા જોદ્ધાને પરસ્પર હણવા લાગ્યા. યુદ્ધનાં વાજીંત્રથી આકાશ ગાજી ઉઠયું. પ્યાદળે બાણનો વરસાદ વરસાવ્યો. જેમ લાલ જાજમ બીછાવી હોય તેવી લોહીથી રંગાએલી ધરતી ઉપર અસંખ્ય મુડદાંના ઢગલા થયા. ભાટ ચારણો યોદ્ધાઓને પાનો ચઢાવવાને સિંધુડા ગાવા લાગ્યા. અને કહેતા હતાકે સાબાશ, શૂરવીરો, રણભૂમિમાં કીર્તી મેળવી સ્વર્ગે સંચરો. અને અપ્સરાને વરો. આવું દારૂણ સંગ્રામ ઘણા દિવસ સુધી થયું. તેમાં કાઠી લોકોનો પરાજય થયો. જેથી કાઠીઓ જુનાગઢ નાસી ગયા. કુંપોવાળો જેત-

પૂર જતો રહ્યો. અને વાજસુર કાઠી મદદે આવેલો, તે જસ-દણ જતો રહ્યો. અને વખતસિંહજી તેની પાછળ કુંકાવાવ સુધી ગયા. ત્યાંથી ચીતળ આવી કુંપાના ભાઇ ભાયાને કેદ કર્યો હતો, તેને છૂટો કરી ચીતળમાં ફોજ મૂકી શેહેરનો કબજો લેઇ પોતાનો વાવટો ચડાવ્યો, અને તે શેહેરની અખુટ દોલત લૂટી લીધી. અને ઠાકોરના બળીષ્ટ સૈન્યે સમુદ્રની ભરતીની પેઠે ચીતળનો જડ મૂળથી નાશ કરી. મેળવેલી લૂટ સહીત કુંડલે આવ્યા. વિજયને માટે કેટલીએક સખાવત કરી ભાટ ચારણો, અને શૂર વીરોને સાબાશીના અવાજો સાથે ઉમદા શિરપાવ આપ્યા. બાદ પોતાનું મુકામ ઉત્તર તરફ કુચ કર્યું. અને સતડી ઉપર હુમલો કરી તે લીધું. ગઢડા, બોટાદ, ભીમડાદ વગેરેના કાઠીઓને તાબે કરી પોતાનાં થાણાં બેસાર્યાં. વાજસુર ખાચરને પકડવા સારૂ જસદણનો કિલ્લો ત્રોડી પાડ્યો. વળી ઝમરાળા, રોહીસાળા, કારીયાણી, પાટણા, ઇત્યાદી સ્થળે પોતાનાં થાણાં બેસારી તમામ કાઠીઓ તાબે કર્યા, બાદ મોટા ઉત્સાહભેર પોતાની રાજધાનીમાં પધાર્યા.

હમીર ખસીયો અને તેનો ભત્રિજો ખીમો તથા તેના દીકરા સામંતે વખતસિંહજી પાસે સરવૈયા ગોપાળજીને મોકલી સલાહ કરી તેમાં ઠરાવ થયો કે ખસીયાઅંદર ઉપર કાંઇ હરકત કરે નહીં. તેમ બારવટીઆને આશ્રય આપે નહીં તેવી સરતે હમીરખસીયાને સેદરડાનાં દસ ગામ અને ખી-

માખસીયાને મોણપરનાં બાર ગામ આપ્યાં ઈ૦. સ૦ ૧૭૯૩.

ઈ૦ સ૦ ૧૭૯૪ માં પાલીતાણાની ગાદી ઉપર ઉનડજી રાજા હતો, તેણે વખતસિંહજીના બડવા વીસાજીએ સિહોરનો કિલ્લો યુક્તિથી જીતી લીધેલો તે પોતાને લેવા એવો ઇરાદો કરી કાઠીલોકો બારવટે નીકળી ગીરમાં ગયેલા તેઓની સાથે મળી જઇ તેમને ઉસ્કેર્યા. અને થોડી મુદતમાં મોટી ફોજ એકઠી કરી. પ્રથમ તેણે ટાણા જીતી લેવાનો મનસુબો રાખ્યો, કે જેથી સિહોર ઉપર હુમલો કરવાને સુલભતા મળે. તેનો આ વિચાર વખતસિંહના જાણવામાં અવતથીજ આવી ગયો હતો તેનું આ મોટું લશ્કર શી રીતે વીખેરી નાંખવું? તેનો બંદોબસ્ત કરવામાં ગુંચાયા. એટલામાં ઉનડજીના અને કાઠીના મોટા લશ્કરે ટાણા ગામ આગળ આવી મુકામ કર્યો. આ લશ્કર સાથે ઉનડજી તેના દીકરાના આગ્રહથી સાથે આવી શકેલા નહીં હતા. આ ખબર વખતસિંહજીને મળી કે તુરત રાયમલની સરદારી નીચે પોતાનું લશ્કર મોકલી હુમલો કર્યો. અને પેહેલેજ હુમલે કાઠી અને ખુમાણોને કાપી નાખ્યા. અને કેટલાએક પોતાનો પ્રાણ બચાવવાની ખાતર નાસી ગયા. રાયમલજીએ પોતાના લશ્કરને મોખરે થઇ આજ્ઞા આપી કે "શત્રુના દળના પાળા કાઠીને કાપી નાખો, અને વીખેરી નાખો." આથી પાલીતાણાનું સઘળું લશ્કર પોતાના સરદારની ગેરહાજરીમાં નાસવા માંડ્યું. અને તેની પછવાડે રાયમલજી રેત્રાપળનદી સુધી

પાછળ પડ્યા. આ વખતમાં વખતસિંહજી પણ જઇ પોહોંચ્યા અને પોતાનું મજબૂત ગ્યારીસન સરહદનાં ગામો મઠડા, બુઢણા અને ટાણાની સરહદ ઉપર મુકી ભાવનગર આવ્યા. અને કાઠીઓ ગીરમાં નાશી ગયા.

આ વખતમાં મૂળુ ખુમાણ મરી જવાથી બારવટીઆનો ઉપરી હાદો ખુમાણ થયો. અને તેણે બારવટીઆનો ધંધો શરૂ કર્યો.

ઉમરાળા પરગણાનું લંગાળા ગામ ધંધુકીઓ મીરાંજી જે કાઠીમાં નોકર હતો. તેણે લુટ્યું. અને તે લુટમાં મીરાંજી મરાયો. તેનું શબ આબરૂની ખાતર કાઠીઓ લેઇ ચાલ્યા. પણ વખતસિંહજી તેમની પાછળ પડી ગઢડા પરગણાના ગામ ગોધાસમડી આગળ જઇ પોહોંચ્યા. ત્યાં મોટો કજીયો થયો. તેમાં કેટલાએક કાઠીઓ મરાયા. અને બીજા નાશી જઇ સાલેમાળ ડુંગરામાં સંતાઇ ગયા. અને વખતસિંહજી પાછા સિહોર પધાર્યા.

આ અરસામાં વખતસિંહજીની નોકરીમાં કાઠી ગરાસીયા હતા, તેમને ઉનડજી બહુ ઇજા કરવા લાગ્યા. તેથી રંડોળા ગામ થાણું મોકલી તેઓને વીખેરી નાખ્યા. તેમજ વનાણી ગરાસીયાની અરજથી જીથરી, આંબલા, અને બજુડમાંથી કાઠીઓને કાઢો મૂકી વખતસિંહજીએ વનાણીઓને બચાવ નીચે લીધા.

**સન ૧૭૯૫ ની સાલમાં પેશ્વાનો સુબો શિવારામગાર્દી**

જમાબંદી લેવા સારાષ્ટ્રમાં આવ્યો. ને મોટી ધરાઇ આગળ છાવણી કરી તેણે કેટલેક ઠેકાણે ફરી પોતાની ધાક બેસારી ખંડણી વસુલ કરી. છેવટ સિહોર નજીક આવી દસગણી જમે આપવાનું અપમાન ભરેલી રીતે વખતસિંહજીને કેહેણ મોકલ્યું. તે સાંભળી ઠાકોરને ઘણો ક્રોધ ઉપજ્યો. જેથી કોપાયમાન થઈ તેના ઉપર સખત જોરથી લોલીઆણા આગળ હુમલો કરી તેને નસાડયો. એટલે તેઓએ પાલીતાણે જઇ ત્યાંના રાજાનો આશ્રય માગ્યો. તેથી તે રાજાએ મદદ આપવા કબુલ કરી એક દીલ થઇ લડાઇની તૈયારીઓ કરવા લાગ્યા. જ્યારે વખતસિંગજી શીવારામ સામા ગયા. ત્યારે ઉનડજી અને હાદે ખુમાણે સિહોર ઉપર હુમલો કર્યો. પણ સિહોરના સરદાર પથાભાઇએ તેમને જલદીથી પાછા હડાવ્યા. એ ખબર ઠાકોરને પડતાં વેત તેમણે પોતાના જોરાવર સૈન્યને સાથે લેઇ પાલીતાણા ઉપર હલ્લો કરવા કુચ કરી તેની નજીકના રાથળી ગામે મુકામ કર્યો. અને પાલીતાણાના રાજા ઉનડજીને એ શિવારામને પોતાને હવાલે કરવા કહેવરાવ્યું. પણ તેણે તેમ કરવા ના પાડી. સામે લડવા તૈયાર થયો. એટલામાં વખતસિંહજીએ પાલીતાણા ઉપર તોપોનો જબરો મારો ચલાવ્યો. અને ઉનડજી તેના રાજમેહેલમાં બેઠો હતો, તેનું છાપરૂં તોપથી ઉડાવી દીધું. આથી તેઓની હિમ્મત છેક જતી રહી. એટલે ઉનડજી તથા શિવારામ શેહેર છોડી પોતાના જાનનો બચાવ કરવા નાસી ગયા. એ રીતે

તેઓનો પરાજય કરી જીત મેળવી હર્ષ સહીતં પોતાની રાજધાની તરફ પાછા ફર્યા.

વખતસિંહજીએ કુંડલાના ખુમાણ અને ચીતળના વાળા કાઠીનો ગિરાસ ખુંચી લેવાથી તેઓ જુનાગઢના નવાબ અહમદખાનજી પાસે આશ્રય માગવા ગયા. અને મદદ આપવા આર્જવ કરી, એટલે નવાબે તેમ કરવા પ્રસન્નતા દેખાડી.

વખતસિંહજીએ રાજુલા ઉપર થાણું બેસારેલું, પણ તે ગામનો જૂનાગઢના નવાબે દાવો કરી ઉઠાડી મૂક્યું. આ બાહાનાથી બંને રાજ વચ્ચે કુસંપનું બીજ રોપાયું. તેથી સન ૧૭૯૬ની સાલમાં નવાબ ખુમાણ અને વાળા કાઠીઓને સાથે લેઈ મોટી ફોજ સહીત ઠાકોર સામે લડવા સિહોર નજીક વરલ ગામ આગળ આવ્યો. ત્યાં વખતસિંહજી પણ પોતાનું સૈન્ય લેઈ લડાઇ કરવા સામે જઈ પોંહોચ્યા. આ વખત લડાઇ શરૂ થઈ, યોદ્ધાઓ જોર કરી વેગે ધસ્યા. સવારો સત્વર લડવા દોડ્યા. મેઘની જોરાવર ગર્જનાની પેઠે નોબતો ગરગડી, ડંકે ઘાવ દીધો. જેમ અનાજની કાપણી થાય તેમ સામ સામાં માણસો તીક્ષ્ણ તલવારથી કપાવા લાગ્યાં, બંદુકની ગોળીઓનો વરસાદ વરસ્યો. જોદ્ધાઓના પગના ધમકારાથી ધરતી ધ્રુજી, અને હોકારાથી વાદળ મેઘની પેઠે ગાજ્યું. પરસ્પર મારો મારો શબ્દના લલકારા, ઘોડાઓના ઓંખારા, લડાઈનો શોર બકોર, ઘાયલ અને મરનાર મા-

ણુસોની ચીસાચીસ, અને બીજા ઘણી તરેહના હૃદય ભેદક અવાજોથી કાન બેહેર મારવા લાગ્યા. અને ડુંગરાઓમાં પડઘા પડ્યા. કેટલીકવાર જોસબંદ લડાઈ ચાલી, અને સૂર્યાસ્ત થયા પછી બંને બાજુનું લશ્કર પોત પોતાના મુકામ પર જવાથી રણ ભૂમિમાં સઘળું સુનકાર હતું. રણક્ષેત્રનો ભયંકર અને ત્રાસદાયક દેખાવ જોઈ નવાબ પોતે હવે શું થશે? તે વાતની ભારે ફિકરમાં પડ્યો. પણ એકે રસ્તો સૂઝ્યો નહીં. અને લડાઈમાં જીત મળવી દુર્લભ સમજી તેણે વિચારયું કે "મને પૈસાના કરતાં વધારે ઘા મળશે" એવા વિચારથી અર્ધ રાત્રે રાજ ડંકો કર્યા સિવાય નાઠો. પણ કયે-રસ્તે થઈ જવુંછે તેનું તેને ભાન રહ્યું નહીં. કાઠીઓએ પણ કાગડા, અને કબૂતરની પેઠે અહીં તહીં નાસવા માંડ્યું. એટલે ઠાકોર નવાબ પાછળ પડી ઢસા નજીક પાટણા મુકામે જઈ પોંહોંચ્યા. અને ત્યાં મુકામ કર્યો.

નવાબે જાણ્યું કે લડ્યા સિવાય મારો બચાવ થવાનો નથી. એમ ધારી મોરચો બાંધી સામો આવ્યો. આતો ભાઈ પણ પોતાના ભાયાતો વગેરે ચાળીશ હજાર માણસોની ફોજ લેઈ લડવા આગળ ચાલ્યા. અને કહ્યું કે બાબી! તમે ઠીક મત-લબ માટે આવ્યા છો. ઘોડેસ્વાર થાઓ, અને લડા-ઇમાં આવો.

આ વખત મહાસાગરમાં ભારે તોફાનની વખતે પર્વત જેવા પાણીના મોજા સામ સામા અફળાય, તેમ ઠાકોરનું અને નવાબ

નું લશ્કર એક એકને ભેડયું. મદોન્મત કાળા હાથી, અને લાંબી કેશ વાળીના ઘોડા ઉભા રહ્યા. બંને પક્ષના લડવૈયા ઝપાઝપ હથીઆરબંધ થયા. જેમ પાણીપતના મેદાનમાં એક તરફ કૌરવની સૈન્યા આવી ઉભી તેમ નવાબની ફોજ સામે લડવા તૈયાર થઇ, આ દેખાવ જોઈ ગોહિલ વંશી પ્રતાપી રાજા પોતાના સ્વરૂપના તેજથી સૈન્યાધિપતિની પદવી ધારણ કરી લડાઈને મોખરે રહ્યા. અને પોતાના ભાયાતો, હોંસીલા સામંતો, અને લડાયક સિપાઈઓને કહ્યું કે આત્માભિમાની યોદ્ધાના પુત્રો! તૈયાર થાઓ. સિહોરી સમશેર ચલાવો. આજે નવાબ સાથે જુદ્ધ કરવાનો પ્રસંગ આવ્યો છે. આપણા લશ્કર કરતાં તેઓના લશ્કરની સંખ્યા મોટી છે ખરી, તો પણ તેમને ખોદા સહાય થશે- એમ તમે કદી ધારતા નહીં. તેઓની જીંદગીની દોરી તૂટવાનો વખત નજીક આવ્યો છે. કેમકે તેઓ વાજબી ગેરવાજબીનો વિચાર કર્યા સિવાય આપણા પ્રિય દેશને ઉજડ કરવા, આપણી નિર્દોષી અને પ્યારી પ્રજાને પીડા કરવા અને લૂટારા લોકોને મદદ આપવા ખાતર તે લડવા આવ્યો છે. પણ મારા ભાલાની અગ્રે રહી હમેશાં રક્ષણ કરનારી શક્તિના પ્રતાપથી તેનો પરાભવ કરીશ. જેથી તેઓ તેના સોબતીઓને ખબર આપવા પાછા પોતાના વતનમાં જવાના નથી એ તમારે નકી જાણવું. તલવાર બહાદુરો! તમો જાણીતા શૂરવીરોને રણ સંગ્રામમાં કેવી રીતે લડવું તે કહેવાની હું જરૂર ધારતો નથી. ભાયાતો,

તમે સમશેર પકડી સજ થાઓ, આજે આપણી કીર્ત્તિમાં, અને રાજ્યમાં વધારો કરવાનો તથા અપૂર્વ લાવ લેવાનો આ રૂડો લાગ છે. જુઓ, આપણા પૂર્વજો (પાંડવો) એ કુરૂક્ષેત્રની લડાઈમાં અઢાર દિવસ સુધી લડી દુશ્મનના અઢાર ક્ષૌણી લશ્કરનો પરાજય કરી શુરાતનની કીર્તિ આખા જગતમાં ગજાવી મૂકી છે. મોખડોજી, ધુનાજી. અને ભાવસિંહજીએ જે પ્રખ્યાતી મેળવી છે. તે તમે સારી રીતે જાણો છો, માટે તમે નવાબની બળવાન ફોજથી ડરી આપણા વડવાની અમર કીર્તિમાં ઝાંખ લગાડશો એવો મને બીલકુલ સંભવ થતો નથી. પાકદીનના સિપાઈઓ! તમારી સામો લડનાર મુસલમાન રાજા છે. તોપણ નોકરનો પોતાના ધણી પ્રત્યે જેવો ધર્મ છે, તે ભૂલી નહીં જતાં તેઓને તમારી ઝેરી સમશેરથી કતલ કરી મુંડનો સ્વાદ ચખાડો. નિમકહલાલ નોકરો! તમે પ્રથમની લડાઈઓમાં જેવી વફાદારી બતલાવી છે. તેમાં આ પ્રસંગે વધારો કરી તમારા નામને જેબ આપો.

માહારાજાના મુખમાંથી આવાં વાક્યો નીકળ્યાં કે યોદ્ધાઓની આંખો જુસ્સાથી વધારે લોહીવર્ણી થઇ ગઈ, રૂવાંટી ઉભી થઈ, શૂરાતનથી શરીરો કંપવા લાગ્યાં. ક્ષત્રીઓ જે શક્તિ, સિપાઇઓ અલ્લા અકબર, અને આરબોની ટુકડી દીન દીનના પોકાર કરતી દુશ્મનના દળ સામે ધસી. કે ઉગ્ર યુદ્ધ ચાલુ થયું સંગ્રામનાં વાજાં વાગ્યાં. નોબત થઈ, ડંકો

વાગ્યો, બંને બાજુ તરફથી જંજેરા છૂટવા લાગ્યા. અને તો-પોમાંના નીકળતા ધુમાડાથી આકાશ છવાયું. શૂરવીરો પરસ્પર મોટો ઉત્સાહ રાખી લડવા લાગ્યા. અશાડી વીજળીની પેઠે સમશેર ચળકાટા મારવા લાગી. સૂર્યનાં કિરણોની પેઠે બ-રછી ચકચકવા લાગી. તોપોના બાહારથી પર્વતનાં શિખરો ગાજી ઉઠયાં. બંદુકોના ભડાકા થવા લાગ્યા. હથીઆરે હથીઆર અથડાય તેના ખડખડાટ, શરણાઇ અને રણશિંગાના શૂર ચડાવનાર નાદ, યોદ્ધાઓની બૂમો, અને શસ્ત્રોના ચળકાટ, હાથી ઘોડા, અને રથની દોડધામ, અને ભાલાંના વરસાદથી રણક્ષેત્ર ભયાનક ભાસવા લાગ્યું. ચોતરફથી કતલ ચાલી રહી, ભાલાં, બરછી અને તલવારે એકબીજાના અંગમાં ભચોભચ ભોંકાયાથી ફુવારાની ધારની પેઠે લોહીની ધારો છૂટવા લાગી. કેટલાએકનાં ધડ અને શીશ જૂદાં કર્યાં. એ પ્રમાણે વખતસિંહજીનાં શૂરવીર માણસો જેમ ફાવતું આવે તેમ લડતાં. એક ઘડી થઈ નહીં. એટલામાં નવાબ ગભરાઈ ગયો તેનું કાળજું ધડકવા લાગ્યું. પોરબંદરનો ઠાકોર જીયાજી જેઠવો હતો, તેણે હિંમત દેવા માંડી, પણ બીજા જે તેની સાથે હતા તે નાહિંમત થઈ ગયા. એટલે મિયાં પોતેજ ઉગરવાની પ્રાર્થના કરવા લાગ્યો કે રાજાધિરાજ, મારી તકસીર માફ કરી મારો જાન બચાવો. હું લૂટારા લોકોના બોલવા ઉપર ભરોસો રાખી તેના દાવપેચથી ઠગાયો. હું કુરાનના સમ ખાઈ કહુંછું કે હું હાર્યો. અને હવે ફરીથી તમારા

રાજ ઉપર કદી હલ્લો કરીશ નહીં. હું તમને તમારાં જીતેલાં પરગણાં રાજુલા, કુંડલા, અને ચીતળ આપી તેના ઉપરથી મારો હક દાવો ઉઠાવું છઉં. ઠાકોરે નવાબનાં આવાં દીન વ-ચન સાંભળી તેની પાસે પટો લખાવ્યો, અને તેના ઉપર સહી સિક્કો કરાવ્યો ત્યાર પછી તેને જવા દીધો. સોરઠના સુબેદારને આબરૂ વિનાનો કરી નાંખ્યો. તેની સાથે જેતપુરના કુંપાવત, વાજસુર કાઠી, અને જસદણનો દાહો હતા. તેપણ ત્રાહ ત્રાહ પોકારી માથું નમાવી જીવ લઈ નાશી ગયા. પેરમ ઉપર જયનો વાવટો ફરકી રહ્યો. ભાવસિંહજીના કુંવરે અદ્ભૂત કામ કરી રતનેશ ભાવ, અને અખેરાજજીની તલ-વારને ફરીથી ચળકાટ આપ્યો. મેળવેલા મુલકનો કબજો કરી રૈયતને બોલાવી દિલાસો આપી જીતનાં વાજાં વગડાવતા આનંદભર્યા પાછા રાજધાનીમાં પધાર્યા, અને તેમના શૂ-રાતનની કીર્તિ ચોગરદમ ફેલાઇ. ઈ. સ. ૧૭૯૭માં કુંપા-વાળાએ સલાહ કરી કબૂલ કર્યું કે "કુંડલાના ખુમાણને મ-દદ ન કરવી, અને ભાવનગરના બારવટીઆને આશ્રય ન આપવો. એવી શરત કરી આપવાથી વખતસિંહજીએ ચિ-તળ તેને પાછું આપ્યું. તેમજ ખારાપાટના ખુમાણ બાલો અને લોમો, તાબે થવાથી તેમને ગુજરાનને માટે કેટલી એક જમીન આપી.

ઈ. સ. ૧૭૯૮માં હાદો અને બીજા ખુમાણે જાણ્યું કે હવે કજીઓ ચલાવવાથી કાંઈ ફાવીએ તેમ નથી. તેમ ધારી તેઓ ઠાકોરને તાબે થયા. તેથી બાબરીઆધાર અને બીજાં

દશ ગામો જીવાઇમાં આપ્યાં. અને સલાહ કરી.

ઈ. સ. ૧૮૦૦માં વખતસિંહજીએ આણંદરાવ ગાયકવાડના વખતમાં દ્વારકાં, સોમનાથ, અને પ્રાચી પાટણની મોટી યાત્રા કરી.

ઈ. સ. ૧૮૦૨ની સાલમાં વડોદરાના ગાયકવાડ સરકારે કર્નલ વાકર સાહેબના સલાહથી લેહેણી થએલી ખંડણી વસુલ કરવા વખતસિંહજી પાસે અંગ્રેજ સરકારનો એજંટ મોકલ્યો. તેથી તે એજંટની વાત વખતસિંહજીએ સત્કાર પૂર્વક ધ્યાનમાં લીધી. પણ પાછળથી ઘણું કરીને તેના કારભારી રૂપજી દેશાઈની બદસલાહથી બાનાં બતાવી કેટલાએક દિવસ સુધી તે વાત ટપ્પે ચડાવી. અને છેવટ ના પાડી કરેલો આખો ઠરાવ રદ કર્યો. એટલે ગાયકવાડ સરકારે રાઓળ પાસે લેહેણી થએલી ખંડણી લેવા પોતાના સૂબા બાબાજી આપાજીને લશ્કર આપી સોરઠ મોકલ્યો. તે બાબાજી ગાયકવાડ સરકારનો બળવાન અને કીર્ત્તિવંત સૂબો હતો, તેણે કેટલાએક શત્રુ સામે લડી તેમના સીમાડા ત્રોડી નાખ્યા વગર ઢંઢોળેલો સ્થંભ કડી વાળો મલ્હારરાવ હતો. તેને અને ગાયકવાડ સરકારની વચ્ચે દુશ્મનાવટ પડી. તેથી કડી સ્વાધિનમાં લેવા, અને મલ્હારરાવને કબજે કરવા, બાબાજીને ફોજ આપી મોકલ્યો. બાબાજીએ કડી ઉપર ચડાઈ કરી. તે ટાણે તેના વાવટાઓ ઉડવા લાગ્યા, અને આકાશ ગરદથી છવાયું, અગણિત યોદ્ધાઓની ગર્જના થવા લાગી.

અંગ્રેજ સરકારની મદદ લેઈ કડી ઉપર તોપનો જબરો મારો ચલાવ્યો. છેવટે મલ્હારરાવ કડી છોડીને નાઠો. એટલે બાબાએ દુર્જય કડી ઉપર જય મેળવી કડી સરખો કિલ્લો તેણે જલદીથી લઇ લીધો.

પાટડીનો દેશાઇ કોઇને નમ્યું આપતો નહોતો, તેના ઉપર ચઢાઈ કરી લડી તેના એક લાખ રૂપીઆ, એ બાબાજીએ લીધા. રસ્તામાં કે બીજી જગ્યોએ કાંઇ વસ્તુ પડેલી હોય, તે બાબાજીની ધાકથી કોઇ ઉપાડી શકતું નહીં. જેવી તેણે કડીની વલે કરી, એવી પાટડીની પણ કરી, મેહેવાસી લોકોના ઘણા કિલ્લા ત્રોડી પાડ્યા, જટવાડ અને લતાડ ઉપર ખંડણી બેસારી, જેમ લૂંટારાઓનું ટોળું આવે તેમ લશ્કર તૈયાર કરી ઝાલાવાડ ઉપર આવ્યો. ધ્રાંગધરાનો રાજા અઢારસેં પાદરનો ધણી હતો, તેમ છતાં પ્રથમ તેની પાસેથી ખંડણી લીધી. તેણે વઢવાણ, વાંકાનેર, લીમડી, અને સાયલાના રાજાઓ પાસેથી મોંમાગ્યું દ્રવ્ય લીધું. એ સૂબાએ આખી ઝાલાવાડને હરાવીને દંડી, મોરબી અને માળીઆના ધણીને પણ દંડ્યો. વળી કોઇને નમ્યું આપે નહીં. એવા જામને જેર કરી દંડ લીધો. એ સૂબાએ ચાર હજાર તાલુકદારોને દંડ્યા. હાલાર તેમણે લઇ લીધું. તોપો ચલાવીને જુનાગઢના નવાબનો દંડ લીધો. કાઠી લોકોને દંડીને તેમનો દેશ નબળો કરી નાંખ્યો. પોરબંદરનઃ ધણી માના જેઠવાને તેમજ ચુડાસમાને દંડ્યા. કોઈનાથી તેના સામું થવાયું નહી. આખા સૌરાષ્ટ્ર-

માં દિગવિજય કરી છેવટ સિહોરના ધણી પાસેથી ખંડણી વસુલ લેવા રાઓળની સરહદ ઉપર આવી મુકામ કર્યા. અને તેની પાસેની લેહેણી ખંડણીનો ફડચો થવાની આશાએ બાબાજી કેટલાએક દિવસ સુધી ત્યાં રહ્યો, પણ આતાભાઇએ નીકાલ કરવાની ઇંગ્રેજ સરકારના એજંટને ના કહ્યાની ખબર સાંભળી નિરાશ થયો. જેથી તેને ઈ૦સ૦ ૧૮૦૪ના અગષ્ટ મહિનામાં રાઓળના મુલકમાં પેસવાની અગત્ય પડી, અને તે સિહોર ઉપર ચડી આવ્યો. તેના પીંઢારીઓએ આસપાસના મુલકની ખરાબી કરી, ગામડીઆ લોકોને લૂટી લીધા, અને ઢોરો વાળી લઇ ગયા.—

ગોઘા પરગણાની ધરતી ઘણું કરીને બ્રિટિશ સરકાર અને રાઓળ સહીયારી અને એવી રીતે મળી ગએલી હતી કે જો એક ભાગને નુકશાન થાય તો બીજાને થયા વિના રેહેજ નહીં, જેથી બાબાજી નુકશાન કરશે નહીં એમ સમજી રાઓળ સમાધાન કરતા નથી. એવું કર્નલ વાકર સાહેબને જણાયાથી તેઓએ ઠાકોરને સુચના કરી કે "તમો ગાયકવાડ સરકારની ચાલતી આવેલી ખંડણી નહીં આપવાના હેતુથી સામા થશો, તેમાં પરગણાંને જે નુકશાન થશે. તેમાં કંપની સરકારના નુકશાનનો ભાગ તમારી પાસેથી ભરી લેવામાં આવશે." આ હુકમને માન આપી ગોહિલ રાજાએ મરેઠાના શૂરવીરપણા કરતાં ઇંગ્રેજ સરકારે કરેલી સુચનાનો વધારે ડર રાખી ચાલતા દર પ્રમાણે ત્રણ વરસની ખંડણી બાબા-

જીને મૂકવી આપવાનું કબૂલ કર્યું. પણ તે વાત બાબાજીએ કબૂલ નહીં રાખતાં કહેવરાવ્યું કે "તમે ઘણો મુલક જોર જુલમ કરી લઇ લીધો છે. તેના પ્રમાણમાં અમો ખંડણી લેવાના છીએ, અને જો તે પ્રમાણે આપવા ના કહેશો તો તમારી સાથે લડી તમારો મુલક પાયમાલ કરી સઘળા ખર્ચ સહિત ખંડણી લેઊ તોજ મારૂં નામ બાબાજી ખરો." એમ કહેવરાવ્યું. તે સાંભળી ઠાકોરને ક્રોધ ચડ્યો. અને કહ્યુંકે "મેં જે જે મુલક તાબે કર્યા છે, તે મારી સમશેરથી કીધા છે. શોરસ્તાથી ઉલટી રીતે ખંડણી માગોછો તે તમને મળવાની નથી. તમે બધા રાજાઓને હરાવી દંડ લીધોછે. પણ મારો હાથ પોંહોચ્યો નથી. તમે સાપના દરમાં હાથ ઘાલવા, સૂતેલા સિંહને જગાડવા. અને સિંહના કાળજાની સાધરે કરવા આવ્યા છો, પણ તેમાં કાંઇ તમારૂં વળવાનું નથી, એમ તમે નક્કી સમજજો, તમારા મગજમાં દેશના દિગ્વિજયનો પવન ભરાઇ રહેલો છે. તે મારા સિવાય બીજો કોઈ કાઢે તેમ નથી. આવાં કહેણો પરસ્પર સાંભળી બંને તરફથી લડાઇની તૈયારીઓ થવા લાગી. ઠાકોરે ચોતરફ પર્વતના ઊંચા બૂરજોમાં પોતાની તોપો ગોઠવી હતી, અને દારૂ ગોળા વગેરે લડાઇનો સરંજામ જથાબંધ એકઠો કર્યો. સવારો બખ્તર પેહેરી હથીઆરબંધ તૈયાર થયા. ઊંટ ઉપર નોબતો નાંખી તેના વગાડનાર બંકા બનીને બેઠા, હાથીઓને શણગારી તેના માવતો અહીં તહીં ફેરવવા લા-

ન્યા. ઠાકોરે રાજમેહેલમાં રાજસભા ભરી, પ્રથમ રૈયતને બોલાવી ધૈર્યતાથી નિર્ભયપણે રહેવા દિલાસો આપ્યો. અને પોતાના ભાયાતો, તથા સિપાઇઓને પોતાની સમક્ષ બોલાવી તેઓને હિંમત આપી કહ્યુંકે આજે બાબા સાથે લડાઈ કરવાની છે માટે તમે તૈયાર થાઓ. ક્ષત્રીપુત્રો, તમે ઘણી એક લડાઇઓમાં જીત મેળવી, દુશ્મનોના દળને મારી તોબા પોકરાવી છે. તેમાં વધારો કરવાનો આજે પ્રસંગ આવ્યો છે, માટે દુશ્મનને તમારી બહાદુરી બતલાવો, તમે જાણતા હશો કે કિલ્લામાંનો એક માણસ સો માણસને હરાવી શકેછે. તેમજ થોડાં માણસો પણ ભયંકર દળની સામે ટક્કર લઇ હઠાવે છે, તો સિહોરનો કિલ્લો દુશ્મનોથી જીતાય તેવો નથી. જે ઊંચા પર્વતોથી વીંટલાએલો મધ્યસ્થ છે, જેની ઉત્તર, પૂર્વ, અને દક્ષિણ દિશામાં મોટા પર્વતો અને ઘાટી ઝાડીછે. પશ્ચિમ દિશાએ ગૌત્તમી નદીને કિનારે મજબૂત કોટ અને તોપોવાળા બૂરજો છે. આપણું રેહેઠાણ ઊંચાણમાં છે. તેથી દુશ્મનોનું દળ હલ્લો કરી ફાવા શકે તેમ નથી. આપણી પાસે લડાયક માણસની ભરતી અને દારૂગોળો પુષ્કળ છે. અનાજ કે ઘાસ પાણીની તંગી નથી. આપણે ક્ષત્રીઓ છીએ. શું સિંહે મેળવેલો ભાગ શિઆળવાં આરોગી જશે? આપણે જે જે મુલક જીતી તાબે કર્યા છે. તે આપણી સમશેર વડે કર્યાછે. તેમાં તમોએ પોતાના પ્રાણથી વહાલી કીર્ત્તિ જાણી તમારૂં નામ અક્ષય રાખ્યું છે. મને પક્કો ભરૂંસોછે કે આપણને શક્તિ

સહાય થશે. અને દુશ્મનનું ગમે તેટલું મોટું અને જોરાવર લશ્કર હશે. તોપણ તેને તમે જેર કરી જરૂર જીત મેળવશો.

આજે આપણે આપણી સ્વભૂમિની ખાતર, તથા આપણા બંધુના હકના બચાવની ખાતર લડવુંછે. માટે તમે સજ થાઓ. અને દુશ્મનની ફોજને હઠાવી બાબાજીને કેદ કરો.

ગોલંદાજ ! તારી યુક્તિ ચલાવ. આ લડાઇમાં તારે વધારે કાળજી રાખવાનીછે. આપણું સ્થાન ઉંચાણમાં મજબૂતછે. અને દુશ્મનના લશ્કરનો પડાવ મેદાનમાંછે. માટે તારી ચાતુર્યતા વડે દુશ્મનના લશ્કર ઉપર કેવી અસર થાયછે. તે મારે જોવાનુંછે. હું ખરેખરૂં જાણું છઉંકે તમારી સામે દુશ્મનો જીત મેળવી જાય તેમ નથી. આવાં વચનો સાંભળી યોદ્ધાઓ લડવાને તત્પર થયા. સર્વેના શરીરમાં શૂરાતનનો આવેશ પ્રદિપ્ત થયો. અને જીત મેળવવાની હોંશ ઉભરાઈ આવી.

સામી તરફ બાબાજીએ જે જગો હાલ મેલાણીયાના નામથી ઓળખાયછે. ત્યાં મુકામ કર્યો હતો. તેનું લશ્કર અસંખ્ય હતું. અને તંબુઓ હારબંધ ગોડવેલા સુશોભિત લાગતા હતા. તેનો પથારો શેહેર વસ્યું. હોય તેવો દેખાતો હતો. હાથીઓ ઝૂલી રહ્યા હતા. ઘોડા હાવળો કરી રહ્યા હતા. લશ્કરી ટુકડીઓ તૈયાર થઇ. તેના સરદારોને ઘણો દિલાસો આપ્યો. ગોલંદાજને લડવાની યુક્તિ સમજાવી. એટલે તેણે સિહોર સામી તોપો ગોઠવી. તેમજ બાબાજીએ લશ્કરી નાયકો વગેરેને પોતાની સાનીધ્ય બોલાવી કહ્યુંકે તમારી બંદુકો,

અને તોપોના મારાથી સિહોર ત્રોડી પાયમાલ કરો. તમોએ આજ સુધીમાં જેજે શુરાતન બતાવ્યું. ઘણા દેશ કબજે કર્યા, ઘણા રાજા ઊપર સત્તા બેસારી, અને મો માગી ખંડણીઓ વસુલ કરી તે સઘળું તમારા બળ અને હથીઆર વડેજ બન્યુંછે, હવે ફકત આ જગોએજ જીત મેળવવાની બાકીછે. આતાભાઇએ કાઠીઓ વગેરેને જોર જુલમથી મારી કાઢી તેનો મિરાસ છીનાવી લીધોછે, અને તેની પ્રજાને નાહક હેરાન કરી અગણિત દોલત લુટી લાવ્યાછે, માટે તેની સાથે લડો, અને તમારૂં જોર બતાવો. તેણે ઘણી લડાઇઓમાં જીત મેળવીછે. ઘણા બળવાન યોદ્ધાઓને હરાવ્યાછે. કોઇ જગોએ હાર ખાધી નથી. તેથી તેના મગજમાં જીતનો પવન તાજો રહેલોછે. અને વિજયનું ગુમાન તેના હૃદયમાં ઠસી રહ્યુંછે. જે તેને આડે માર્ગે દોરી જાયછે. તેથી આપણી સાથે લડ્યા વિના કદી રહેવાના નથી. પણ જ્યારે આપણું બહાદુર સૈન્ય તેની સામે લડી શૌર્યતા બતાવશે, ત્યારેજ તેનો જીતનો જુસ્સો નરમ પડી ગાત્ર શિથિલ થશે. ત્યારેજ આપણને મો માગી ખંડણી આપશે. કેમકે આપણી ફોજ અગણિત અને અજીતછે. આપણી તોપોના મારાથી તેનો કોટ રહી શકે તેમ નથી. તેના યોદ્ધાઓ મેદાનમાં લડી શકે તેમ નથી. માટે તેનો કોટ ત્રોડી દુશ્મનના દળને કાપી નાંખો અને તમારી પ્રખ્યાતીમાં વધારો કરો. આપણે થોડી મુદતમાં જય મેળવી ગાયકવાડ સરકાર પાસેથી

સાબાશીના ઊમદા શિરપાવ લેવાનાછે. માટે તૈયાર થાઓ, અને આતા સામે લડી ફતેહ મેળવો. સૂબાનાં આવાં વચનો સાંભળી ફોજને લડવાનો હોંશ વધી તેથી યોદ્ધાઓ કીકીયારી કરી લડવા વેગે ધસ્યા અને લડાઇ શરૂ થઈ. બંને બાજુ તરફથી તોપો અને બંદુકો ચાલવાથી પર્વત ગાજી ઉઠ્યો. ગોળીઓની વૃષ્ટી થવા લાગી. યુદ્ધનાં વાઝીંત્ર વાગવા લાગ્યાં. ક્ષત્રીઓના સખત મારાથી મરેઠાઓ થાકી ગયા. તેમના શરીરમાંથી રૂધિરની ધારાઓ ચાલી તે હિમ્મત હારી ગયા. કેટલાએક મરાયા. ઘણાનાં મસ્તક કપાયાં, કેટલાએક આંધળા થયા. વખ્તેશના યોદ્ધાઓએ જેમ સાંકળથી વાઘ છુટે તેમ છૂટ્યા. અને બાબાની ફોજને લૂટી લીધી. ધરતી મડદાથી ઢંકાઇ ગઇ. ઠાકોરના બહાદુર ગોલંદાજે પોતાની તોપને ઊંચાણમાં ગોઠવી તેનો ગોળો એવી યુકિતથી દુશ્મનની તોપના મોહોડામાં માર્યોકે તેના ચૂરેચૂરા થયા. તેથી તેની આસપાસનાં માણસો મરાયાં, અને નાસા નાસ થઇ. લશ્કરમાં ભંગાણ પડ્યું. કઇ દિશાએ જવું તેનો રસ્તો સૂઝ્યો નહીં. એટલે પાંચ માસ સુધી તેને પોતાનું મો સંતાડી તંબુમાં ભરાઈ રહેવું પડ્યું. જેથી એ સૂબાને અસહ્ય આપદા વેઠવી પડી, ખંડણી ઉઘરાવવાનુંતો ક્યાંઈ ભૂલી ગયો. અને તે નાસવાના સર્વ વિચારો કરવા લાગ્યો. પણ એકે રસ્તો સૂઝ્યો નહી. છેવટ લાચાર થઇ છૂટા થવાની ઠાકોરને અરજ કરી એટલે બાવના પૌત્રે જેજે દરખાસ્તો કરી તે કબૂલ રાખી.

જ્યારે ભરપાયાની પહોંચ લખી આપી ત્યારેજ તેને જવાની આજ્ઞા મળી. તે મૂએો દંડ ઉઘરાવવાને આવ્યો હતો. પરંતુ તેને ઉલટો દંડ આપવો પડયો. એવો એક તેને મળ્યો. કેમકે અઢી લાખ તેને લઇ જતાં પૂરા પાંચ લાખ બેઠા.

ઇ૦સ૦૧૮૦૫ની સાલમાં બાબાજીએ ફરીથી ગઢેચી નદી આગળ આવી ભાવનગર ઉપર હુમલો કર્યો. અને શેહેરને દશ દિવસ સુધી ઘેરો ઘાલ્યો. છેવટ સલાહ થઇ. અને જમા આપવી કબૂલ કરી.

ઇ૦સ૦૧૮૦૬માં ગોંડળના જાડેજા ભીમાભાઇના દીકરા મૂળુભાઇ જેકે વખતસિંહજીની દીકરી અજુબા સાથે પરણ્યા હતા. તેણે ભાવનગર આવી પાલીતાણાના ઠાકોર ઉનડજી સાથે સલાહ કરાવી લવરડા મુકામે કસુંબો પાયો. આ પ્રસંગે પાલીતાણાના ઠાકોર ઉનડજીએ તળાજાથી દશ માઇલ " પીંગળી " ગામ છે તે વખતસિંહજીને આપ્યું.

જ્યારે ગુજરાત અને કાઠીઆવાડની પેશ્વા અને ગાયકવાડ વચ્ચે વેહેંચણ થએલી, ત્યારે આ સંસ્થાનનો પશ્ચિમ તરફનો મોટો ભાગ ગાયકવાડ સરકારના હિસ્સામાં આવેલો. ને પૂર્વનો નાનો ભાગ જેમાં ભાવનગર અને દરબારની જૂની જાગીર સિહોર તે પેશ્વાના ભાગમાં આવ્યાથી તે ગામો ધંધુકા, રાણપોર, અને ગોઘા પરગણામાં ગણાવા લાગ્યાં.

તા. ૩૧મી ડીસેમ્બર સને ૧૮૦૨ના રોજ વસઈ મુકામે પેશ્વા અને અંગ્રેજ સરકાર વચ્ચે સંધિ પત્ર થયું. તેમાં એ પરગણાં પેશ્વાએ કોઇનું ધણી પણું ગેરવાજબી રાતે નહીં

છોડાવવાના કરાર સહિત અંગ્રેજ સરકારને આપ્યાં. અને તે ઉપરથી "પૂર્વ ભાગનો કલેક્ટર" એવા નામનો અધિકારી ખેડામાં અંગ્રેજ સરકાર તરફથી મુકરર થયો. તેણે એ ત્રણ પરગણામાંના ગામો ઉપર વખતસિંહજીને હકૂમત કરવાનો હક નથી. એવો સરકારને કાને શક નાખ્યો. જે શક કે કર્નલ વાકર સાહેબના સન ૧૮૦૪ના મુંબઈ સરકારમાં કરેલા રીપોર્ટથી દૂર થયો.

ઉપર પ્રમાણે વેહેંચણ થવાથી કાઠીઆવાડના બંદોબસ્ત વખત આ સંસ્થાનનો કંઈ ભાગ અંગ્રેજ સરકારના તાબામાં આવી ચૂક્યો હતો. અને બાકીનો ભાગ ગાયકવાડ સરકારને તાબે રહ્યો. આ દેશમાં ગાયકવાડ સરકારની ફોજ વારંવાર ચડાઇ કરી આવી તાલુકદારો પાસેથી કેટલાએક પેશકશીના કર લેતી. એ કર જે તાલુકદાર ન આપતા અથવા અશક્તપણું બતાવી, આપવાને આનાકાની કરતા, તે તાલુકામાં એ ફોજ લૂંટફાટ કરી જુલમ ગુજારતી, તેથી કાઠીઆવાડ પાયમાલ થતો. ઘણું કરીને બધી જીતમાં મરેઠાનો પેહેલો હેતુ પૈસો હતો. મુલકી ઈનસાફ કરનારી સરકાર નહીં હોવાથી ભાયાતોના અંદર અંદરના ફિસાદથી દેશ વેરાન થવા લાગ્યો અને બીજું મુલકગિરી લશ્કરથી દેશને જે જે નુકસાન વેઠવું પડતું, તે વસુલાતની રકમ કરતાં પણ વિશેષ હતું તે વાત અંગ્રેજ સરકારને નાપસંદ પડી, ને તેથી થતા માઠા પરિણામ ઉપર તેઓનું ધ્યાન ખેંચાયું.

આ સમયમાં ગાયકવાડ સરકાર પોતાની પેશકશી વસૂલ કરવા પૂરા શક્તિવાન નહીં હોવાને લીધે તેણે મદદ મળવા અંગ્રેજ સરકાર પાસે માગણી કરી, તેમજ તેઓને વચ્ચે પડવા તાલુકદારોએ પણ દરખાસ્ત કરી તેથી બ્રિટિશ સરકારે સઘળો બંદોબસ્ત રાખવાનું કામ વડોદરાના રેસીડેન્ટ કર્નલ વાકર સાહેબને સોંપ્યું. એટલે અંગ્રેજ સરકાર તરફથી મેજર વાકર સાહેબ તથા તેઓ સાથે રહી બંદોબસ્ત કરવા ગાયકવાડ સરકાર તરફથી દિવાન વિઠુબા ફોજ સહિત કાઠીઆવાડમાં આવ્યા. એટલે પ્રથમ વખતસિંહજીએ "નિરંતરની જમેનો બંદોબસ્ત કબૂલ રાખી ગાયકવાડ તરફથી સબસીડરી ફોજ (પલટણ) ના ખરચ બદલ અંગ્રેજ સરકારને અમુક રકમ આપવા ખુશી બતાવી. તા૦ ૮મી નવેમ્બર સને ૧૮૦૮ના રોજ એક દસ્તાવેજ કરી આપ્યો. તેમજ જુનાગઢના નવાબ પણ ગાયકવાડ સરકારની પેઠે જોરતલબી નામે કર લેતા તેનો આંકડો પણ ઉપરના બંદોબસ્ત સાથે તેજ વખત મુકરર કર્યો.

ઉપરના કારણથી પોતાના જૂના દોસ્ત અંગ્રેજ સરકાર સાથે દોસ્તીનો સંબંધ વધારે જોડાયો તેને માટે લેફટેનન્ટ કર્નલ આલેકઝાંડર મેજર વાકર સાહેબ તા. ૧૨મી ડીસેમ્બર સને ૧૮૦૭ના રોજ મુંબઇ ગવર્નર ઇનકૌન્સિલમાં પોતાના કરેલા રીપોર્ટમાં લખે છે કે",

"વખતસિંહજી પોતાના બાપ કરતાં વધારે લોભી, ચાલાક.

અને સાહસિક છે. તેણે અનેક તરેહથી મેળવીને પોતાના રાજ્યમાં વધારો કર્યો. અને વળી તેની સાથે પોતાનો ખરો સ્વાર્થ સમજવાની ચાતુરીથી તેણે વ્યાપારને પુષ્ટી આપી રક્ષણ કરવા માંડ્યું. આવી રાજનીતિના લાભ ખુલ્લા કરવાની ચાતુરીમાં ભાવનગરના ઠાકોર પેહેલા છે. તેમજ તેઓની ચઢતા વાંચેની વિચાર શક્તિ અને રાજનીતિ વખાણવા લાયક છે ".

" ગાયકવાડ સરકાર પોતાની જમા આનરેબલ કંપનીને નામે ચડાવી આપે એ વાત ભાવનગરના રાજાએ તુરત ખુશીથી કબૂલ કરી તે લખી જણાવતાં મને ઘણોજ હર્ષ ઉપજે છે. એ રાજા આનરેબલ કંપની સાથે જે સંબંધ ધરાવે છે. તે ઉપરથી તેના આડજામીન લેવા એ એક ખાસ વિચારની વાત થઈ પડી છે. ભાવનગરના રાજા અને આનરેબલ કંપનીને નજદીકની મિત્રાઇથી તે પોતાની ચાલ ચલણને વાસ્તે કોઈ બીજાને જવાબદાર કરે એ ડહાપણવાળું નહીં લાગવાથી કંપની સરકારને આડ જામીન રેહેવા તેણે દરખાસ્ત કીધી. ત્યારે મને ઘણોજ સંતોષ થયો વીગેરે ".

" કાઠીઆવાડના તાલુકદારો જોરજુલમ પરસ્પર ટંટા, ચાંચીયાપણું, લૂટફાટ અને ચોરી કરનારાઓને ઉત્તેજન આપતા તેથી દૂર રેહેવા સધળાના જામીન લેવાનું ઠર્યું. તેમાં આ ઠાકોરને તેવો ધંધો કરનારા સાથે જાહેર વૈર હોવાથી તેઓની પાસેથી દસ્તાવેજ કરાવવાની કે જામીન

લેવાની જરૂર નહીં ધારી બાકીના સઘળા તાલુકદારો પાસેથી તે બંધ કરવા કોલકરારની રૂઇએ બંધણી કરવામાં આવી. ધંધુકા, અને ગોઘા અંગ્રેજ સરકારને મળ્યા બાદ પણ એ પરગણામાં ઠાકોરનો જે ભાગ હતો. તેમાં તેના વજન અને રાજ કરવાની સારી રીતથી પેહેલાંની પેઠે વગર અડચણે હકૂમત કરવા દેતા.

ઇ૦ સ૦ ૧૮૧૦ની સાલમાં ખેડાના કલેકટર ખૈરામસેલ્સ સાહેબે સદરહુ રાણપોર, ધંધુકા. અને ગોઘાનાં વખતસિંહજીનાં ગામની જમાબંદી જે કે પેશ્વાની વખતથી એકજ આંકડે અપાતી હતી. તે ઉપર ફકત રૂપીએ એક આનો વધારે આપવાનું માગી લીધાથી ઠાકોરના દિવાને તે ઘણા મોટા દિલથી કબૂલ રાખી."

ઇ૦ સ૦ ૧૮૧૨માં વખતસિંહજીએ પોતાના રાજ્યની લગામ તેમના પાટવી કુમાર વિજયસિંહજીને સોંપી ગુજરાતમાં ડાકોરની યાત્રા કરવા ગયા. તે વખત પોતે વડોદરે જવાથી આણંદરાવ ગાયકવાડે તેમનો સારો આદર સત્કાર કર્યો.

સન ૧૮૧૩ની સાલમાં મોટો દુકાળ પડવાથી મારવાડના મો લોકોએ ભાવનગર આવી ગાયની ચોરી કરી તેનો વધ કર્યો. તેથી રૈયત ઉશ્કેરાણી સબબ હિંદુશાસ્ત્ર પ્રમાણે વધ કરનારને મોતની સજા કરવાથી ખેડાના કલેકટર જેની નજર કે વખતસિંહજી ઉપર કરડી થઇ હતી. તેણે મુંબઇ સરકામાં રીપોર્ટ કર્યો. અને અવળું સવળું સમજાવ્યું. વડોદરાના

રેસીડેન્ટ કરેનાયક સાહેબે સઘળો ખુલાસો કર્યા છતાં સરકારે તે ઉપર કંઇ ધ્યાન આપ્યું નહીં. અને સદરહુ રાણપુર, ધંધુકા, અને ગોઘા પરગણામાંના ભાવનગર દરબાર સિવાયના બીજાં ગામો ઉપર ઇ૦ સ૦૧૮૦૨ ની સાલમાં જે રીત લાગુ કરવામાં આવેલી, તેજ રીત વખતસિંહજીના સદરહુ રાણપુર, ધંધુકા, અને ગોઘા પરગણાનાં ગામો ઉપર ઇ૦ સ૦ ૧૮૧૫ માં દાખલ કરીને બ્રિટિશ કાયદાની હકૂમત સ્થાપી; એ ઉપરથી ઠાકોર પોતાને ઓડચડે એવી વિલક્ષણ સ્થીતિમાં આવી પડ્યા. કેમકે પોતે મોટી લડાઇઓ લડી મોટાં પરગણાં હાથ કરી કીર્ત્તિ સંપાદન કરેલી, તથા બ્રિટિશ સરકારની દોસ્તી જાળવી રાખ્યા છતાં તેઓ આ પ્રમાણે કરશે એમ ધાર્યામાં નહોતું. તેમ છતાં આવો ઠરાવ થવાથી કાઠીઆવાડની જાગીરમાં મુકરર કરેલી જમા આપી અગાઉની પોતાની હકૂમત બજાવવી, ને પેશ્વાઇ જીલ્લામાં આવેલી જાગીર જેમાં તેના મોટા મોટા કસ્બા અને રાજધાનીની જગો ત્યાં તેને ચાલતા અંગ્રેજી કાયદાના અમલ તળે રહેવું પડ્યાથી છેવટ અફસોસમાં બાકી રહેલી જીંદગાની આશરે છમાસ ભોગવી. (સન ૧૮૧૬) સંવત ૧૮૭૨ ના ફાગણ વદ ૧૦ ના રોજ સ્વર્ગવાસી થયા.

વખતસિંહજીને સાત રાણીઓ હતી. તેમાં ઢાંકના વાળા ખીમાજીની દીકરી શાબાને વિજયસિંહજી અને તેથી નાના વીસાજી ઉર્ફે બાપજી નામના બે કુંવરો અને બીજી રાણી

જે એંગારની દીકરી ચાંદાબા તેને એક કુંવર રાયસિંહજી, તેમાં પાટવી કુંવર વિજયસિંહજી સંવત ૧૯૩૫ના શ્રાવણ વદ ૮ બુધવારને રોજ જનમ્યા. તે ગાદીના વારસ થયા. અને બાપજીને રોયલ વીગેરેનાં ત્રણ ગામો, અને રાયસિંહજીને ભાલવાવ એ રીતે આપ્યાં.

---

# प्रकरण ८मुं.

મરહુમ ઠાકોર વખતસિંહજીના વખતમાં તેમણે બનતી સંભાળ રાખ્યા છતાં લુટારા, ચાંચીયા વગેરેના પ્રબળ જોરથી જોઇએ તેવા જંપવાવારો આવ્યો નહોતો, અને મુલકનો ઘણો ખરો ભાગ વેરાન થઇ ગયો હતો; તેવામાં એટલે ઇ. સ. ૧૮૧૬ માં મહારાજા વિજયસિંહજીએ રાજ્યની લગામ પોતાના હસ્તકમાં લીધી. ઇ. સ. ૧૮૧૭ ની આખરસાલે વિજયસિંહજી જોડીઆ મુકામે પોલિટિકલ એજંટ મી. "**બાલેન ટાઇન**" પાસે ચડેલી ખંડણીનો ફડચો કરવા ગયા તે વખત દીવાન જીભાઇ રાઘવજી સાથે હતા, ત્યાંથી પોતાની બેન "**કેસાબા**" જે કે નગરના જસા જામ વેરે પરણાવ્યાં હતાં, તેને મળવા ગયા. પણ ત્યાંના રીવાજ પ્રમાણે ઠાકોર એકલાને મળવાનું કહ્યાથી તે મળ્યા સિવાય દ્વારકા ગયા. ત્યાંથી વળતી વખત જુનાગઢ ગીરનાર જઇને પછી પ્રાચીન પાટણ, સોમનાથનાં દર્શન કરી મહુવા ઉપર થઈ ભાવનગર પધાર્યા.

આ સમયમાં કુંડલા પરગણાના ખુમાણ કાઠીઓ અને મહુવા પરગણાના ખસીઆઓ અંદર અંદરના તકરાર માટે બારવટે નીકળી તેઓએ બાબરીઆધાર બાળી અને હાદા ખુમાણે મોતીઆળા અને નેસડી લુટ્યાં, તેની પાછળ કુંડલાની ફોજ અને લાઠીના સ્વારોએ "વંડા" ગામે હુમલો કર્યો, તેમાં ઘેલો ખુમાણ મરાયો.

ઈ૦સ૦ ૧૮૨૧ની સાલમાં શિઆળાને ઉનાળાની સંયુક્ત મોસમમાં ઘેલો ખુમાણ મરાયાની દાઝે તેનો ભાઈ જોગીદાસ, ભાણ, જસો, હાદો, તથા જોગીદાસના દીકરા માણસુર તથા લાખો અને જોગીદાસનો કાકો વીરો તથા તેના દીકરા ભીમ, અને વીસામણ અને સદરહુ મરનાર ઘેલાનો દીકરો ચાંપો અને રામ ઇત્યાદી જે ગીરમાં જઈ છૂપા રહેલા હતા, તે સર્વે પાછા કુંડલા પરગણામાં ફેરો દેવા નીકળી પડ્યા. તેઓ વંડા ગામનાં ઢોરો વીગેરે લેઇ ગીર તરફ ભાગતાં તેની પાછળ કુંડલાની વારના સ્વારો "કાળુ ભટી" તથા સંધીઓ વગેરે થયા. અને તે ડેડાણ નજીકમાં એકધાર પાસે રહેલા ત્યાં હુમલો કર્યો, તેમાં જોગીદાસનો દીકરો માણસુર મરાયો. અને લાખાને કાંડે ગોળી વાગી, પણ તે બીજા સહિત ગીરમાં નાશી ગયો.

ઈ૦સ૦ ૧૮૨૨ની સાલમાં બારવટીઆનો અંત આણવા ચાંપતા ઉપાય લેવા મે૦ પો૦ એજંટ કપ્તાન "બારનવેલ" સાહેબે અમરેલી મુકામે આવી છાવણી કરી. અને કાઠી-

આવાડના સર્વ રાજાઓને બોલાવી બારવટીઆનું જલદી પારીપત્ય કરવા સલાહ આપી, અને તે કામમાં પોતે જોઇએ તેટલી મદદ આપવા વચન આપ્યું. તેટલા માટે ઠાકોર પોતે અમરેલી પધાર્યા. પણ ત્યાંથી મુકામ ઉપડી બગસરે જવાથી ત્યાં ગયા. પરંતુ સમાધાની થતાં સુધી કારભારી સેવકરામ રાજારામને સ્વારીમાં રાખી પોતે કુંડલે આવી રહ્યા.

આલાખુમાણના વંશજો બારવટે નીકળી અત્યંત નુકસાન કરેછે. તેને જેતપુરનો મુળુવાળો આશ્રય આપેછે. એવું સાહેબ મોસુફને જાહેર કરવાથી, તેમણે તેઓનો મુચરકો લીધો. આ સમયમાં દેશાઇ સેવકરામ પાસે ધારી ગુંદાળી મુકામે જુનવદરના મેઘ રાઠોડે ખુમાણને બાતમી સાથે પકડાવી આપવાનું કબુલ કીધું તેથી તેણે પત્ર લખી આપી કુંડલે મોકલ્યો. તેણે રસ્તામાં તે પત્ર ખોયો. તો પણ જીભે હકીકત જાહેર કરી, તેથી ઠાકોરે મેહેતા જેઠા હરખજીને તથા ઠાકોરના સાળા પરમાર વજુભાઇ તથા ભાયાત જેઠીભાઇ અને જમાદાર અબદલહબીબ. વગેરેને મોરાપી સાથે મોકલ્યા તેણે બીજે દીવસે જેતપુરના "વળારડી" ગામમાંથી જોગીદાસના દીકરા હરસુર તથા ગોલણ અને નાની દીકરી કમરીબાઇને પકડી લીધાં તે, પછી આમળ ચાલતાં ત્રણ ગાઉ ઉપર જેતપુરના ગામ "ઘુઘરાળા" માં તપાસ કરતાં જોગીદાસ વીગેરે ફેરો કરવા નીકળી ગયાનું અને હાદો ખુમાણ ચારણ હિપાસહિત એક ધરૂની વાડીમાં સંતાઇ રહ્યાનું

માલુમ પડ્યું કે તુરત જેઠા મેહેતો વીગરે ત્યાં ગયા. અને તેને શરણ થવાનું કહ્યું પણ તેઓ, ના, કહી સામા થયા, તેમાં આરબ "માછતની" ગોળી હાદાના પેટમાં વાગવાથી તે મૂઓ. એટલે આરબે તેનું માથું કાપી લીધું તેમજ હિપો પણ મરાયો. આ સઘળી વાત જેઠા મેહેતાએ અમરેલી મુકામે સ્વારીમાં સેવકરામ દેશાઇપર સ્વાર મોકલી જાહેર કરી, અને જોગીદાસનાં છોકરાંઓને હાદાના માથા સહિત કુંડલે ઠાકોર પાસે લાવ્યા.

જેતપુરના મુળુવાળાનો મુચરકો લીધા છતાં ઉપર પ્રમાણે તેની હદમાંથી ખુમાણો પકડાયા તેથી તેને મે૦ પો૦ એજંટ સાહેબે બોલાવી કેદ કર્યા. અને જેતપુર ઉપર દેશાઇ સેવકરામ ભવાનીશંકરને ૫૦૦ પ્યાદળનું લશ્કર આપી જપ્તી મોકલી અને હુકમ કર્યો કે, જેતપુરના દરબારમાં કોઇને પેસવા દેવા નહીં. થોડા દિવસ પછી ખુમાણોને હાજર કરવા મુળુવાળાએ કબૂલ કરી પોતા તરફથી જસદણના ચેલા ખાચર, ભડલીના ભાણ, બગસરાના વાળા અને ડેડાણના દંતા કોટીલાને જામીન આપી તે છૂટ્યો. એટલે થોડી મુદતમાં ખુમાણોને તેઓએ સરકાર સ્વાધિન કર્યા. તેનાં નામ.

૧ જોગીદાસ હાદા. ૧ ભાણ જોગીદાસ. ૧ વીરો જોગીદાસનો કાકો. ૧ પીઠો અને ભીમ જોગીદાસના કાકાઇભાઇ. ૧ લાખા જોગીદાસ. ૧ રામ જોગીદાસનો ભત્રિજો. ૧ હિપો જોગીદાસનો ભાઇ.

એ લોકોને સાહેબે સંભાળી લેઇ જેલમાં મોકલ્યા. તેમાં

વીરો તથા પીઠો મોતથી ગુજરી ગયા. અને બાકીનાને જામીનો લેઈ જમાનીદારોને સોંપી ઠાકોર પાસે સમજણ કરવા જવાને ફરમાવ્યું. પણ એક વરસ સુધી તેઓ ગયા નહીં ને છેવટ સન ૧૮૨૪ ની સાલમાં જામીનો સહિત જઇ સલાહ કરવા "ગુગળગઢવી" મારફત વષ્ટી ચલાવી. પણ સમજણ થઈ નહીં. તેથી ખુમાણોએ બારવટું જારી રાખી રાજુલા ગામ માર્યું અને જેસર લૂટયું. તેની પાછળ કુંડલા અને મહુવાની વાર ચડી તેનો મીતીયાળા ગામની લગભગ ભેટો થયો. તેમાં ધેલાનો દીકરો ચાંપો કાળુભટીની ગોળીથી મરાયો. એટલે તેનો ભાઈ રામ નજીક આવતાં ઘોડેથી પડી ગયો, તેને સ્વાર અચ્છા બેલમે પોતાના રક્ષણમાં લેઇ બીજાને મારવા નહીં દેતાં પાછો તેના સાથમાં જવા દીધો. અને લૂટી ગયેલો માલ પાછો લાવ્યા.

સને ૧૮૨૬ ની સાલમાં ખુમાણોએ નાગધણીબા લૂટ્યું. અને જોગીદાસ ખુમાણે હળીઆદ ઉપર હુમલો કરી ત્યાંના પટેલને ઠાર મારી નાંખ્યો. તેમના ઉપર ફોજ મોકલી પરાજય કર્યો. આ વખત દીવાન નરસીદાસના કામ ઉપર કાંઇ વેહેમ આવવાથી તેની જગોએ દેસાઈ સેવકરામને નીમ્યા. ઈ૦ સ૦ ૧૮૨૮ ની સાલમાં ખુમાણો શરણ થયા. તેથી કાઠીઆવાડના મે. પો. એજંટ ડી, એ, બ્લેનસાહેબની મારફત સમાધાન થયું. આ વખત સંતોષરામ દેસાઇએ પોતાને મુખ્યત્વપણે કારભાર કરવાનું કામ નહીં પરવડવાથી

દીવાનનો માનવંતો હોદ્દો મેહેતા પરમાનંદદાસ રણછોડદાસ ને સોંપ્યો.

ઇ. સ. ૧૮૨૮-૨૯ માં ખુમાણો સાથે સલાહ થઇ. તેમાં સન ૧૮૦૧-૨ ની સાલમાં કુંડલા પરગણામાંથી કેટલાંએક ગામો તથા કેટલાંએક ગામોમાંથી હક કરી આપેલો, તેમાંથી ઉપરના તેની તરફના થએલા બારવટાથી દરબારને પોહોચેલું નુકસાન તથા ખરચ બદલ નીચે પ્રમાણે તેના તાબાનાં ગામો તથા કેટલાંએક ગામોમાંનો તેનો ભાગ દરબારને અઘાટ થયો.

નેસડી ગામના વજે કણગીરીમાં તેનો અરધો ભાગ હતો તે, જીરાગામ, અને વીજપડીમાં તથા મોટા ભમોદરામાં ચોથો ભાગ, અને મીતીયાળા, આંબરડી, નાના ભમોદરા, અને દોલતી એ રીતે અઘાટ થયાં. એ રીતે એકંદર નેસડી સુધાંત આઠ ગામ દરબારશ્રીને મજકુર ખુમાણોએ અઘાટ આપી તમામ તરેહથી તાબેદારી ઉઠાવવા બાબત સંવત ૧૮૮૫ના ચૈત્રવદ ૫ ના રોજ દસ્તાવેજ લખી આપ્યો. જે કે તે વેળાના પો. એજંટ મી. બ્લેનસાહેબે કબુલ રાખી મુંબઇ સરકારમાં મોકલતાં તેઓ સાહેબે પણ સદરહુ બંદોબસ્ત મંજુર કર્યો.

સદરહુ સાલમાં વિજયસિંહજીની દીકરી બાજીરાજબાને નવાનગરના જામ રણમલ વેરે પરણાવ્યાં.

ઇ૦ સ૦ ૧૮૩૦-૩૧ ની સાલમાં ગોઘા અને ઘોળેરાના બંદરોની સરકાર મંજુરીથી અમદાવાદના કલેકટર સાહેબે કે-

ટલીએક છૂટ આપવાથી તેની પડોશના ભાવનગર બંદરની હાલત પડતી થઇ.

ભાવસિંહજીએ બંદર આબાદ કરી વેપાર ભરયુવાવસ્થામાં ચાલતો કરેલો. તેનો લાભ આ ઠાકોરને લેવાનું દિલ થતાં પોતાના કુંવરપદાની જુવાન વયમાં કુલિયા, રણછોડપાશા, ભવાની પાશા, કારેલી, હારશૃંગાર, આકોઓ, મલકાઇ, કાથેરી, પ્રેમબોટ, તાજબોટ, ઇત્યાદી મોટાં વાહાણો રાખી વેપાર કરવા માંડ્યો.

ઉપર કહી ગયા છીએ કે ચીતળની મોટી ફતેહ મેળવ્યા પછી વખતસિંહજીએ જસાખસીયાના દીકરા ખોમા તથા તેના દીકરા સામંતને મોણપર સુધ્ધાંત બાર ગામો અને હમીરને સેદરડા વીગેરે દસ ગામ જીવાઇમાં આપ્યાં. જેથી તેઓએ આ સંસ્થાન સાથે શત્રુભાવે નહી વરતવા કરાર કરી સુલેહ કરેલી, તેમાંનો સામંત ગુજરી ગયેલો. પણ તેના દીકરા સાદુળે મોણપરમાં રહી વખત બે વખત પોતાને બાર ગામનો ગિરાસ છતાં ચોરોનો માલ લેવા હરામ ચશકો કરી શેત્રુંજા ઉપરનાં દેવળમાંથી વીશ હજારની કિંમતનાં ઝવેરની ચોરી કરી, તેનો પોલીટીકલ એજંટ સાહેબ પાસે ફર્યાદ થવાથી સાદુળ ઠાકોરના તાબામાં રહે માટે તેને સોંપવા, તથા વળતર આપવા ઠાકોર ઉપર મોસલ કર્યા. તેથી મોસલી વસુલ કરવા સાદુલ ઉપર ઠાકોરે તોફી કરી. એવામાં અમરેલી ઉપર બારવટું કરનાર, ચરખાનો વાળો ચાંપરાજ મેમાન આવેલો તેણે

જોયું. તેથી સાદુળને એકાંતે બોલાવી કહ્યું કે, આવું દુઃખ ખમવું તે કરતાં બહાર નીકળી પોતાનું પરાક્રમ બતાવી નસીબને આધિન થવું એ બેહેતરછે. ને મહુવા પરગણું ઠાકોરે લઇ લીધુંછે. તે હું મદદ કરી તને પાછું અપાવું એ વાત સાદુળને ગમી, ને બારવટે જવા તૈયાર થયો. તેણે આઠ દિવસને વાયદે હાજર થવાનું કહી મોસલી ચુકાવી આપી, અને લડાઇની સઘળી તૈયારીઓ કરી. ૭૦ કોળીઓનો જમાવ કરી ચાંપરાજ સુદ્ધાંત સાદુળે એકદમ તળાજા ઉપર બાસી પાયગાનાં ઘોડાં લેઇ લેવા સારૂ સન ૧૮૩૯ માં પહોર રાત્રી ગયે હુમલો કર્યો. તેમાં પીરભાઇ સિપાઇ મરાયો. અને ઘોડા લેઇ ચાલતા થયા તે રસ્તે ચાલતાં કુંડલા પરગણાના "જાબળ"ગામને પાદર શરણાઇ વગાડતા જતા હતા તેવામાં ભમોદરાના ખુમાણ ઓઘડ અને વાજસુર મીજમાન આવેલા તેઓ તે દેખાવ જોઇ ૨૫ સ્વારથી ચઢ્યા. અને કુંડલે ખબર આપ્યા. ત્યાંથી પણ "જીભાઇભર્ઠા" વગેરે ૧૨૫ સ્વારો આવી મળ્યા. તે ગીરમાં દેવલીના ડુંગર નજીક ભેળા થયા. તેમાં સાદુળનો પરાજય થયો. તે સઘળા ચાંપરાજવાળા સુદ્ધાંત દરબારી લાવેલાં ઘોડામાંના બે ત્રણ વગર બીજાં પડ્યાં મૂકી ગીરમાં નાશી ગયા. પણ સાદુળનું પારીપત્ય કરવા ઠાકોરે ભાયાત વગેરેને કાગળ લખી ફોજ એકઠી કરી, આણીકોર પંદર દિવસે ગીરમાંથી પાછો સાદુળ આવી મહુવા પરગણાના ફોજલી ગામ ઉપર પડ્યો.

અને તે ગામ બાળ્યું. આ ખબર ઠાકોરને પડતાંવેત તેઓએ ૧૨૦૦ સ્વારો, રા ખોળ હરભમજી વીગેરે ભાયાતો ટીલાયત ભાવાજી તથા બીજા કુંવર નારસિંહજી, સહિત ચાલ્યા, પ્રથમ મોણપરનો કિલ્લો ત્રોડી પાડી તેના રેણાકનાં ઘરોનો નાશ કર્યો. પણ તેઓ ગીરમાં જતા રેહેવાથી શોધ કરતાં પતો મળ્યો નહી. એટલે કુંડલે થઇ પાછા આવ્યા. તે ખબર ગીરમાં સાદુળને પડતાં ૪૦૦ માણસો તથા પોતાના બંને દીકરા જાલમ તથા હમીર, તથા ભાણેજ, જમાઇ વીગેરે વરલ ઉપર પડવા ઉંડમાં થઇ સન ૧૮૩૮ માં આવવા નીકળ્યા. વચમાં દેપલા ગામ મારી, લૂટી, અને પટેલને ઠાર કર્યો, આ ઉપરથી સાદુળ ફુલાયો, અને પોહોર રાત્રો જતે વરલ ઉપર પડ્યો. ચોરા પાસેનું વાણીઆનું ઘર બાળ્યું અને ત્યાંના વાણીઆ જીવણ ભગાની દુકાને એક સિપાઇ તથા બીજો બલોચ જીવણઆં હતો, તેણે બંધુકોથી મારો ચલાવ્યો. તેમાં બે ઘોડા અને ૧૭ માણસ મરાયાં. અને સાદુળનો ભાણેજ મૂઓ. અને તેઓ નાશી ગયા.

ઉપર પ્રમાણે સાદુળ જુનાગઢનો હદની ગીરમાં રેહેવાથી મ. પો. એજંટ સાહેબે તેને હસ્તગત કરવા નવાબને ફરજ પાડી, પણ જુનાગઢ ઇનકાર ગયું. એટલે તેના મુલકમાં બારવટીઆ છતા કરવા ઠાકોરે જમાદાર અબરામ તથા હબી બાણી શાહુને કેટલાએક સ્વારો આપી મોકલ્યા. તેઓ બાતમીથી જુનાગઢના ઉના પરગણામાં ગયા અને તેને "મોથા" ગામમાં આતા કોળીના ઘરમાંથી ઘેરો નાખી પકડ્યો, અને

મહુવે થઇ ભાવનગર લાવ્યા, એટલે તેને કેદ કરી પોલિટિકાલને સોંપ્યો. એટલે મે. બ્લેન સાહેબે ક્રિમિનલ કોર્ટ કરી બલવાન ગુનાહના બદલ પંચોના અનુમતથી દશ વર્ષ પર્યંત સખત કેદની શિક્ષા ઠરાવીને અમદાવાદની જેલમાં કેદ ભોગવવા મોકલ્યો. અને તેનાં ગરાસનાં તમામ ગામો દરબાર ખાલસે કરવાનું ઠરાવી તેના બે દીકરાને મોજે જાંબુડા તથા ચુણા, એક એકગામ, અને ખુદ સાદુળ આયંદે સારી ચાલે ચાલવાના જામીન આપી છુટી આવેથી મોણપર જીવાઇ તરીકે ખાવાસારૂ આપવાનું ઠરાવ્યું, તે બાબત નામદાર મુંબઈ સરકારે તા. ૨૯મી માર્ચ સન ૧૮૪૨ના રોજ મંજુરી મોકલી, તે ઉપરથી સાદુળના દીકરા જાલમને જાંબુડા, અને હમીરને ચુણા, ગામ ખાવા આપ્યાં, આ પછી સાદુળ છુટવાથી મોણપર તેને જીવાઇમાં આપવામાં આવ્યું હતું.

અમો ઉપર કહી ગયા છીએ કે, મરહુમ ઠાકોર ભાવસિંહજી જેણે કે ભાવનગર શેહેર આબાદ કરચું. તે પછીના ગાદી નશીન ઠાકોર અખેરાજજીએ ગોઘાનો કિલ્લો તે શેહેરના અંદરના પોતાના કદીમના હક્કો કાયમ રાખીને શ્રીમંત પેશ્વા સરકારને સ્વાધિન કર્યો. તે હક્કો બાબતમાં તથા બીજી ઘણીક બાબતોમાં અંગ્રેજ સરકાર તરફથી. કેટલીક અડચણો પહોચતાં તે સંબંધી ઠાકોરશ્રી વિજયસિંહજીએ મુંબઇ સરકારમાં જુદી જુદી ૧૯ બાબત સંબંધી તા. ૧લી જાનેવારી સને ૧૮૩૫થી તા. ૧૩મી માર્ચ સન ૧૮૩૬ સુધી છ

કાગળો લખી મોકલ્યા તે ઉપરથી એ સરકારે તા. ૧લી અગષ્ટ સને ૧૮૩૯નો કાગળ લખી પોતાના ત્રણ અમલદારોની કમિટિ નીમી તપાસ કરાવ્યો. પણ કેટલીએક બાબત સંતોષ કારક પરિણામ નહી આવવાથી તે બાબત સરકારમાં પાછી ફરીઆદો જારી રાખી.

તા. ૮મી સપ્ટેમ્બર સન ૧૮૪૦ના રોજ ઠાકોર સાહેબ અને આનરેબલ ઈસ્ટઈંડિયા કંપની વચ્ચે એક દસ્તાવેજ થયો. તેમાં ઠાકોરે કંપની પાસેથી દરવરસ ૨૪૦૦૦) લેવાના ઠરાવથી ગોઘાની તરી અને ખુશકી જકાતના ભાગ સંબંધીનો પોતાનો દાવો ઉઠાવ્યો. તેમજ દરસાલ ૨૨૭૯૩-૬-૫ લેવાના ઠરાવથી ઠાકોરે પોતાનાં સંસ્થાનમાં ટંકશાળ બંધ કરવા તથા કોઈ જાતનો સિક્કો નહી પાડવા કબૂલાત આપી.—

ઈ. સ. ૧૮૪૭ની સાલમાં જાફરાબાદ મુકામે ખાનગી કામદાર ગોરજાશંકર કરૂણાશંકર પો૦ એજંટ કર્નલ લાંગ સાહેબની સ્વારીમાં ગયેલા ત્યાં તે કોલેરાથી મરણ પામ્યા. તથા મી. પરમાનંદદાસે પોતાની જૈફીને લીધે કારભારનું કામ પડતું મૂકયું. એટલે દીવાનની જગોએ મી. ગૌરીશંકર તથા દેશાઈ સંતોકરામને નીમ્યા, તે વખતમાં ઠાકોર તરફનાં મુખ્ય કામો નીચે મુજબ કરવાનાં હતાં.

૧ એજન્સીમાં બીજાં સંસ્થાનો તરફથી થયેલા દાવાઓમાં પોતા વિરૂદ્ધ કરેલા ફેસલા અમલમાં આણવા સારૂ જુદો

જુદી વેળાએ સાહેબે કરેલા ૭૦મોસલોના દરમાસે રૂ ૧૫૦૦) આપવાના થયા હતા તે.

૨ જુદા જુદા શાહુકારોનું રાજને માથે દેવું રૂ ૧૬ સોળ લાખનું હતું.

૩ આરબ, સિબંદીનો પગાર દેવો થયેલો, તથા બીજા લોકોનું વખતસિંહે કરેલું કરજ થઇને રૂ૬૦) લાખની બાહેધરી આરબના જમાદાર નાસરનો ઠાકોર તરફથી કરાવી આપવામાં આવેલી, તેની રૂઇથી તે જમાદારના દીકરા તાલબ તથા સાલેએ મહુવા કસ્બો કબજ કરી લીધો હતો.

૪ કુંડલા પરગણાનાં ૭૬ ગામ ઉપર જુનાગઢે માલીકીનો દાવો કરવાથી એજન્સીએ તે ગામપર જપ્તી કરી હતી.

૫ રાજગાદીના અને તેના ૧૧૬ ગામપર સરકારે કાયદો બેસાર્યો હતો.

૬ ૧૧૬ એકસોસોળ ગામોમાંથી સન ૧૮૪૪ના ૧૯મા આકટથી સાયરની બાબત લેવાનું સરકારે બંધ કરવાથી તેની મોટી ઉપજ આવતી અટકી હતી.

૭ ઉપરના ગામોની પેશ્વા ભાગની જમેમાં દરવેળાએ વધારો થયા કરતો હતો.

૮ સુંદરાઇ બંદરમાં સરકારી બંદરેથી આમદરફત થતો માલ સરકારે અટકાવી તે બંદર બંધ કર્યું હતું.

એ સઘળી તકરાર બાબત એજ સાલમાં મી. ગૌરીશંકરે લાંગ સાહેબ પાસે જઈ મોસલો ઉઠાડવાની બરખાસ્ત મેળવી અને અજીનામાંથી દેવું ચુકવ્યું. લાંગ સાહેબની સ્વારી મહુવે ગઇ. એટલે જમાદાર તાલબ અને સાલે-ની બાહેધરી બાબત મહુવાનો તેનો કબજો હતો તે તથા ૭૬ ગામોપર જપ્તી હતી. એ બંને કામપર સાહેબનું ધ્યાન ખેંચાયું, તેમાં પેહેલા કામ બાબત જમાદર સાથે સલાહ કરવાથી મહુવાનો કિલ્લો સોંપવા સાહેબે હુકમ કર્યો. અને બીજા કામ બાબત થોડાંક ગામોપર જુનાગઢની અસર જણાયાથી તેની ઉપજનો આકાર જણાયાથી તે માત્ર આંકડો નકી કરવા ઉપર રાખી એ ગામોપરથી જપ્તી ઉઠાવી. આ પછી એ ગામોની ઉપજ બદલ દરસાલ ૩૯૦૭૦ ભાવ-નગરે જુનાગઢને આપવાનું ઠરાવી પો૦ એ૦ સાહેબે સ-માધાન કર્યું.

૧૧૬ ગામ પરથી હકૂમત ઉઠાવવા મુંબઈ અને કલકત્તા, સરકારમાં ઘણાં લખાણ કર્યાં પણ સંતોષકારક જવાબ મળ્યો નહીં. તેથી એક નમ્રતા ભરેલી યાદી નામદાર મહારાણી સરકારની તરફથી સત્તા પામેલી કોર્ટ આફ ડાઇરેકટર્સ ઉપર મુજબ લંડન મુકામે લખી મોકલી, તેમાં પોતાના કુળની ઉત્પત્તિથી તે તે વખત સુધી રાજસત્તા ચલાવવાનો સ્વતંત્ર ભરૂસાનાં વચનો અંગ્રેજ સરકારના અમલદારોએ તેમને આપેલાં તે, અને સરકારને સર્વોપરી સત્તા મળવાથી આબ-રૂનો વધારો થવાની આશા રાખેલી, તેના બદલામાં ઓર

પોતાના મુલકના એક ભાગ ઉપરથી તેમને સ્વતંત્ર સત્તા ચલાવવાથી મોકુફ કર્યા. વીગેરે વર્ણન લખી હકૂમત ઉઠાવવા માગણી કરેલી તે પરથી મુંબાઇ સરકાર ઉપર પુખ્ત વિચાર કરી બ્રિટિશ હકૂમત ઉઠાવી લેવા ઠરાવ થઈ આવ્યો હતો.

વિજયસિંહજીએ પ્રજાપીડક અને લૂંટારા લોકોને પોતાના મુલકમાંથી મારી કાઢી રાજ્ય નિષ્કંટક કર્યું ઉજડ થઇ ગયેલાં ગામડાં વસાવી મુલક આબાદ કર્યો. એટલું તો, વેપારીઓ અને કારીગરો વગેરે દરેક ધંધાદારીઓને ઉત્તેજન અને દિલાસો આપવા માંડ્યો. જેથી એ સઘળાનો તેમને એટલો બધો સહવાસ થઇ ગયો કે તેઓ વસ્તીના ઘણા ભાગને ઓળખતા પ્રજાના સુધારાને માટે ખંત રાખી કેળવણીને ઉત્તેજન આપવા સારૂ નિશાળો,કન્યાશાળા,રોગ શાંતિકશાળા,સ્થાપન કરી સુધારાનું બી રોપ્યું. અને પ્રજાહિત અર્થે વાવ, કૂવા, તળાવો વગેરે જાહેર બાંધ કામનો પાયો નાખ્યો. ગરીબ અને નિરાશ્રીત લોકોની પરવરીશને માટે યોગ્ય સ્થળે સદાવ્રતો, મુસાફરોને માટે ધર્મશાળાઓ, અને સુશોભિત બગીચા બનાવ્યા. વિદ્યા વૃદ્ધિ કરવાના હેતુથી દર બુધવારે રાજ્ય મેહેલમાં કવિ લોકોની સભા ભરી પરીક્ષા લેઇ યોગ્ય દાન આપતા. ત્યારથી એ કચેરીનો મેલ“બુધવારીઆ બંગલા”નામથી ઓળખાવા લાગ્યો.

આ ઠાકોર દયાળુ, ક્ષમાવંત, દાનેશ્વરી, ધર્મીષ્ટ, અને પ્રજા પાળક હોવાથી તેમની સુકીર્તિ ચોતરફ ફેલાઇ. જેથી દૂર દેશની પ્રજા આ સંસ્થાનમાં આવી વસવા લાગી. પરદેશના કેટ-

લાએક ધનાઢ્ય વેપારીઓ આ સંસ્થાન સાથે વેપાર કરવા લલચાઇને આવી વસ્યા. ચોકી પેહેરાનો સારો બંદોબસ્ત રાખી નિર્ભયતા કરી. વિજયસિંહજીનું નેકપણું સદૈવ યાદ કરવા જોગ હતું. તેમણે બુદ્ધિ બળવડે યુક્તિથી કેટલોએક ગિરાસ મેળવી રાજ્યની સીમા વધારી, પરોપકારી કામમાં મદદ કરવાની, તેની તન મનની ઉલટ, અને ચાલાકી ખરેખર સ્તુતિપાત્ર હતી. વળી ફરીયાદ થયેથી ઉભય પક્ષકારોને પોતાની સમક્ષ બોલાવી જાતે ઇનસાફ આપવાનો તેનામાં મોટો વખાણવા લાયક ગુણ હતો. જેમ લોકોને થોડી મેહેનતે વ્યાજબી ન્યાય મળે એવી તેણે સઘળી ગોઠવણ કરી પ્રજાને કોઇ પ્રકારે હરકત ન આવે તે સારૂ કારભારીને સાથે રાખી વસુલાતનું ઘણું ખરૂં કામ પોતેજ કરતા. તેટલુંજ નહીં, બલકે દરેક કામના કાગળો, ચીઠીઓ, ઉપર પણ પોતે ઘણું કરીને મોહોર કરતા.

વિજયસિંહજી સત્તર રાણીઓ પરણ્યા હતા. તેમાં ચુડાના ઠાકોરની દીકરી વખતુબાને ભાવસિંહજી, અને કેસરીસિંહજી એ બે કુંવર; અને બીજા મુળીના પરમાર કાકાભાઇની દીકરી નાનીબાને નારસિંહજી અને અખુભા, એ રીતે ચાર કુંવરો થયા. તેમાં પાટવી કુમાર ભાવસિંહજી ઇ० स० ૧૭૯૫ ની સાલમાં જન્મ્યા. પણ તે ઠાકોરની હયાતીમાં સંવત ૧૯૦૧ ના ભાદરવા માસમાં ચાર વિધવા મૂકી દેવલોક થયાં તેમાં ફુલજીબા ગાંફના ચુડાસમા મનુભાની દીકરી તેને તે વખત કુંવર અખેરાજજી ૨૮ વર્ષની ઉમરના હતા. બોનજી-

બા, ભડીયાદના ચુડાસમા બાવાજીની દીકરી, તેને તે વખત કુંવર જસવંતસિંહજી ૧૮ વર્ષની ઉમરના હતા. જીજીબા ચુડાના ઠાકોર બાપજીની દીકરી તેને બે દીકરા તેમાં રૂપસિંહજી વર્ષ ૧૭ અને દેવીસિંહજી ૧૫ વર્ષની ઉમરે હતા. મોતીબા. કચ્છના ગામ આશમીયાના જાડેજા બાવાજીની દીકરી, તેને કાંઈ સંતાન નહોતું. ભાવસિંહજીથી નાના કેસરીસિંહજી પણ ગુજરી ગયા હતા. એટલે ભાવસિંહજીને અખેરાજજી ઉર્ફે દાજીરાજ, જસવંતસિંહજી, રૂપસિંહજી. અને દેવીસિંહજી એ ચાર કુંવર તેમાં પાટવી કુંવર કુમાર અખેરાજજી સંવત૧૮૭૩ના જેઠ સુદ ૬ના રોજ જન્મ્યા હતા. વિજયસિંહજીએ ઈ. સ. ૧૮૪૯ ની સાલમાં નારસિંહજીને ભીમડાદ વગેરે ગામ ત્રણ, અખુભાને લાખણુકા વગેરે ગામ ત્રણ, જસવંતસિંહજીને ટીમાણા વગેરે ગામ ત્રણ, રૂપસિંહજીનેવરલ વગેરે ગામ ત્રણ દેવીસિંહજીને રામધરી વગેરે ગામ ત્રણ ગિરાસમાં આપ્યાં. તેમણે પોતાની કારકીર્દિમાં રાજ્યનો ઘણો સુધારો કરી ફાયદો કર્યો. અને લાંબો મુદત સુધી સુખચેનમાં રાજ્ય કરી છેવટ વૃદ્ધા અવસ્થાએ સંવત ૧૯૦૮ ના ચૈત્ર સુદ ૬ ના રોજ સ્વર્ગવાસી થયા. વિજયસિંહજી પછી ભાવસિંહજીના પાટવી કુંવર અખેરાજજી સંવત ૧૯૦૮ ના ચૈત્ર વદ ૫ શુકરવારના રોજ તખ્ત નશીન થયા. તેમણે પોતાના વખતમાં ભાવનગરની પૂર્વ દિશાનો રૂવાપરીનો દરવાજો, ત્રોડાવી નવો સાદા ઘાટથી બંધાવ્યો. તેમજ સિહોરનો સુરકાનો દરવાજો સુધારી, તથા ત્યાંનો

કીલ્લો સમરાવી, તે દરવાજા પાસે સડકથી રસ્તો સુધાર્યો. અને સારી રીતે નીતિથી રાજ કરી રૈયતની પ્રીતિ સંપાદન કરી થોડી મુદતમાં એટલે સંવત ૧૯૧૦ ના શ્રાવણ સુદ ૫ ના રોજ આ દુનીઆનો ત્યાગ કર્યો. અખેરાજજીને કુંવર નહીં હોવાથી તેમની પછી તેમના નાનાભાઇ જસવંતસિંહજીને ગાદીનો હક પ્રાપ્ત થયો. એ જસવંતસિંહજી તા૦ ૧૨ મી ફેબ્રુઆરી સને ૧૮૨૮ સંવત ૧૮૮૪ ના મહા વદ ૧૨ ભોમવારના રોજ જન્મ્યા હતા.

# प्रकरण ९ मुं.

મહારાજા જસવંતસિંહજી સંવત ૧૯૧૦ ના શ્રાવણ વદ ૪ શનીવાર તા. ૧૨ મી અગસ્ટ સને ૧૮૫૪ ના રોજ ગાદી નશીન થયા. તેઓ પોતાના બાપદાદાના વખતથી નીમાએલા અનુભવી, કાબેલ, અને રાજકાજમાં કુશળ કારભારી આજમ ગૌરીશંકર ઉદયશંકર તથા દેસાઇ સંતોકરામ સેવકરામને તેઓના હોદા ઉપર કાયમ રાખી દયા અને નીતિથી રાજ કરવા લાગ્યા. જસવંતસિંહજી સ્વભાવે શાંત, દયાવંત, ઉદાર, ધર્મીષ્ટ અને પરોપકારી હતા. તેઓ બ્રિટિશસરકાર સાથેની પોતાની દોસ્તી જાળવી રાખવા હમેશાં ખંતી રહેતા હતા. ઇ. સ. ૧૮૫૬-૫૭ ની સાલમાં જ્યારે હિંદુસ્તાનમાં ભયંકર બલવો થયો. ત્યારે મેવાડ વીગેરે ઠેકાણે બલવાખોર તાત્યાટોપી આવેલો, તે તરફ લશ્કર પોંહોચાડવા રેલવે વગેરેનું સાધન નહીં હોવાથી, મહારાણી સાહેબની ફોજ ગોધા બંદરે ઉતરી

તેને કેટલીક રીતની મદદ આપી અમદાવાદ પોંહોચાડી અને એવ પ્રસંગે પોતાના તરફથી સ્વારો મદદમાં આપવા પણ કહેલું તેથી, અને પોતાના સંસ્થાનમાં સુધારાને માટે એજ્યુકેશનલખાતું સ્થાપન કરી ખુદ ભાવનગરમાં અંગ્રેજી સ્કુલ, ગૂજરાતી નિશાળ અને કન્યાશાળા, તેમજ દરેક પરગણાના કસ્બા, અને મુખ્ય મુખ્ય ગામોમાં નિશાળો સ્થાપી. દરદીઓનાં દુઃખ ટાળવા ખુદ ભાવનગરમાં એક ડીસ્પેન્સરી અને કેટલાક દેશી વૈદ્યો રાખ્યા. તેમજ દરેક મહાલોમાં શિતળાખાતાનો વધારો કરી વેકસીનેટરો નીમી તે ખાતું એક ઉપરી અધિકારીના તાબામાં સોંપી સારા પાયાપર લાવી મૂક્યું. અને દરેક સ્થળે સાર્વજનિક ઉપયોગને માટે બાવ, કૂવા અને જળાશયો, વગેરે જાહેર બાંધકામો કીધાં, એવી રીતે પ્રજાના લાભ અને દેશની શોભાને માટે પુષ્કળ રાજ્ય લક્ષ્મી ખર્ચી તેમણે યશ મેળવ્યો.

ન્યાયનું ધોરણ એક સરખી રીતે ચલાવવાના હેતુથી મુખ્યદિવાન ગૌરીશંકર તથા વડા ન્યાયાધીશ મી. સામળદાસ અને આસિસ્ટંટ સર ન્યાયાધીશ મી. જયંતીલાલ એમની સમંત્તિથી સંવત ૧૯૨૦ (ઇ૦ સ૦ ૧૮૬૪) ની સાલમાં દિવાની ફોજદારી ધારાઓ બાંધી તેને અનુસારે ઇનસાફ આપવા કોર્ટો સ્થાપી. અને તેના અધ્યક્ષો નિષ્પક્ષપાતી, નિર્લોભી, વિદ્વાન, અને કાયદાના જાણીતા નીમી રૈયતને અદલ ઇનસાફ આપવાની સુલભતા કરી. તેમજ રૈયતના

રક્ષણને માટે સિબંદીનો સારો બંદોબસ્ત કર્યો.

આગળ લખવામાં આવેલછે કે, સેજકજી સાથે કુળ ગોર ગંગારામ આવ્યા, પણ ગોરપદાનો હક સિહોરના રાજ ગોર લે છે; આ તકરારની સફાઈ કરવા ઉપર ઠાકોરનું ધ્યાન ખેંચાયાથી તા૦ ૧૪-૮-૬૩ ના રોજ સિહોરથી રાજગર ગગલ તથા આણંદજી ગોવિંદજીને બોલાવ્યા, તેને પૂછતાં માલમ પડ્યું કે.

"જ્યારે સેજકજી સેજકપુરમાં રાજ કરતાહતા, તે વખત તેના માથા ઉપર કપોતપક્ષી બેસવાથી બનો દોષ ટાળવા કુળગોર ગંગારામ પાસે વિધાન કરાવતા હતા, ત્યાં, એ રાજગોરોના બુજરગ સોમેશ્વર ત્રવાડી જે કે કાશીમાં ભણી પાછા ઘર તરફ આવતા હતા, તે ત્યાં જઈ પહોંચ્યા. અને કહ્યું કે જે પક્ષી માથા ઉપર બેઠેલ હોય તે મંત્રના પ્રભાવે આવી કુંડમાં હોમાય, ને ત્યારબાદ જીવતું થઈ ઉડી જાય ત્યારે શાસ્ત્ર પ્રમાણે વિધાન થયું ગણાય, એ વાત ઉપરના ગોરે સાંભળતાંવેત કહ્યું કે..જો તે પ્રમાણે તમો વિધવાન કરાવો. તો હું ગોહિલનું ગોરપડું છોડી તે હક તમને આપું, એ શરતથી ઉપરમુજબ વિધાન મજકુર સોમેશ્વરે કરી બતાવ્યું આ કારણથી તેઓ ગોહિલના કુળગોર ગણાયા અને ત્રવાડીની સંજ્ઞા મટી રાજગોરની અટકથી ઓળખાવા લાગ્યા"

ભાવનગર તાબાનાં ૧૧૬ ગામ જે અમદાવાદ જીલ્લાના ગોઘા, ધંધુકા, અને રાણપોર, પરગણામાં ગણાતાં, તેના ઉપર

મરેહુમ મહારાજા વખતસિંહજીના વખતથી બ્રિટિશ કાયદાનો અમલ જારી થયો હતો. ત્યારથી તેના સંબંધમાં કેટલાએક દાવા ઉત્પન્ન થયા હતા. તે બાબતમાં મી. જેમ્સ બ્રેથવેલ પીલ સાહેબે લાંબી મુદત સુધી તપાસ કરી સરકારમાં રીપોર્ટ કર્યા ઉપરથી મુંબઈના નામદાર ગવર્નર સરજ્યોર્જ રસલ કલાર્કકે, સી, બી, સાહેબે પોતાના સેક્રેટરી, મી. હોપ સાહેબ, અને ભાવનગર ખાતાના મુંબઇના એજંટ શેઠ મેહેરવાનજી નસરવાનજી હથુ નીરાકરણ કરાવી તા. ૨૩ મી અક્ટોબર સને ૧૮૬૦ ના રોજ એક દસ્તાવેજ કર્યા. પણ બરાબર નિકાલ નહીં થવાને લીધે તે અમલમાં આવ્યો નહીં. છેવટ સન ૧૮૬૫ માં મુંબઈના ગવર્નર સર બાર્ટલ ફ્રીઅર સાહેબે એ બાબત પોતાની કૌન્સિલમાં વિચાર કરી તા. ૧ લી ફેબ્રુઆરી સને ૧૮૬૬ એટલે સંવત ૧૯૨૨ ના મહાવદ ૨ ના રોજ તહનામું કર્યું તેમાં પરસ્પરે મુકરર કરેલી મુખ્ય શરતો નીચે પ્રમાણે.

૧ ઇ० સ० ૧૮૬૪ માં સેન્ટલમેન્ટ ઓફિસર મી० રાજર્સે જપ્તી મુકી તેનાથી થએલા નુકસાનનો બદલો.

૨ ખરડ, ઝીંઝર, અને ચેર ગામો પાછાં આપવાં.

૩ ઇ० સ० ૧૮૦૮ ની સાલમાં સુંદરીનું બંદર બંધ કરવાથી નુકસાન થયું તેનો બદલો.

૪ ધોલેરાની જમીનની પેદાશ અને જકાતમાં હિસ્સો.

૫ બાવળીઆળીની જમીનની પેદાશમાં કાંઈ ભાગ અને

અમુક જકાત.

૬ ગોઘામાંના અને ટંકશાળ સંબંધી હકના બદલા તરીક મુકરર થયેલ વાર્ષિક રકમ લેવી ઠરાવી બાકીના કેટલાએક દાવા છોડી દીધા.

ઉપર મુજબ ઠાકોરે શરતો કબૂલ કર્યાથી મહારાણીની સરકારે નીચે પ્રમાણે કબૂલ કર્યું.

૧ સદરહુ ૧૧૬ ગામો ઉપરથી અંગ્રેજ સરકારની તમામ જાતની હકૂમત ઉઠાવી.

૨ એ ગામોની જમેના બાવન હજાર રૂપિઆ નિરંતરને માટે એક આંકડે દરસાલ લેવા.

૩ સામર વેરાનું લેવાણ બંધ કરેલું તેની નુકસાનીના રૂપિઆ આપવા.

૪ ભાવનગરના બંદરને સ્વરાજ્યનો લાભ આપ્યો.

૫ સોનરાયનું બંદર ખુલ્લું કરવું.

૬ વરતેજ તાબાનાં ઇનામી ગામો ઉપર દાવો ચલાવવો નહીં.

૭ મહુવા અને વાઘનગરના બંદરમાં પોતાનો કંઈ હક બેસારવો નહીં.

એ વીગરે શરતો થવાને લીધે સદરહુ તારીખથી નામદાર બ્રિટિશ સરકારની હકૂમત ખસેડી સ્થાનિક ધારાની હકુમત તળે તે ગામો ૧૧૬ દાખલ કર્યાં પાંચ પેઢીથી ચાલતી આવેલી એ મોટી તકરારના ગુંચવાડાનું નિરાકરણ કરી પોતાની કાબેલીયતથી મહાભારત કામમાં મી. ગવરીશંકર, અને મી૦ સંતોષરામના

तन मनना प्रयत्नथी फतेह मेळवी गयेली हकूमत पुनः संपादन करी. ए नोकरीनी बूज जाणी तुरखा अने कुंभण ए बंने गामो अनुक्रमे वंश परंपराने माटे इनाममां आप्यां.

जसवंतसिंहजीने अदल इनसाफ आपवानी खंत अने ब्रिटिश राज्य साथेनी खरा अंताकरणनी जाथुनी दोस्ती तेमज हिंदुस्तानना भयंकर बलवा वखते संपूर्ण रीते वफादारी बतावी मदद आपवाथी नामदार मुंबाइ सरकारे ता० २० फेब्रुआरी सने १८६७ बुधवारना रोज सांजना पांच वागताने सुमारे मुंबइना गवर्नर नामदार सरहेनरी बारटल एडवर्ड फ्रीअर साहेब जी. सी. एस. आइ. तथा के. सी. बी. एमणे स्टार आफ इंडिआनी घणीज उंची पदवीना नाइट कमांडरना दरज्जानो चांद तथा सनंद मुंबइमां मोटा दबदबाथी दरबार भरी आपी. अने ते वखते जे भाषण कही संभळाव्युं तेनी मुख्य मतलब नीचे प्रमाणे हती.

ठाकोर साहेब, आपे सारी रीते अने दया भरेली रीत राज्य चलाववाथी तथा वेपारने रक्षण आपवामां संभाळ राखवाथी तेमज लडाइनी बहादुरी अने जे रीते रजपूत राजाने घटे ते रीते करेली शरतो पाळवाथी आपना बुजरगोने पेहेलो करार चांचीयापणुं बंध पाडवा संबंधीनो थयेलो छे. ए दयाळुपणाना काममां आपना बुजरगोए इस्टइंडिआ कंपनीना अमलदारोने उदार दिलथी मदद करेली छे. अने

ભાવનગરના ઠાકોરસેએ ગયાં સાઠ વરસથી શાંત વેપારી તથા ખેડૂતનું રક્ષણ કરવામાં તરી માર્ગે તેમજ ખુસકી ઉપર પોતાથી બની શકતી સર્વ કોશિશો કરેલી છે. એ રીતે પરંપરાગત ચાલતી આવેલી આપના કુળની રાજ્ય નીતિ પ્રમાણે આપની પેહેલાં થઇ ગયેલા ઠાકોર સાહેબે તથા આપે બરાબર રીતે ચલાવ્યું. અને આપે ભાવનગરને ગૂજરાતમાંહેનું એક મોટું બંદર બનાવ્યું.

બંદર ઉપર જતાં અડચણ કરનારા કાદવના મેદાનમાં ડક્કા, તથા બંધ બંધાવ્યા, તથા રસ્તાઓ, અને નિશાળો કરી. એ સર્વ મેજર કીટીંજ મારી ખાતરી કરેછે કે આપના સારા રાજ્ય કારભારની અને રૈયતની સંભાળની પ્રખ્યાત નિશાનીઓછે.

આપે ઇનસાફ ખાતાનું ધોરણ સુધારવાને તથા બીજાં કામકાજથી તેને અલગ કરવાને ડહાપણ ભરેલી રીતે યથા યોગ્ય સંભાળ લીધીછે. તેમજ ન્યાયખાતાનું કામકાજ બરાબર રીતે ચલાવવાને વાસ્તે આપે ખાસ ધ્યાન તે ઉપર રાખી જે કાંઇ બંદોબસ્ત કરેલો છે, તેથી પશ્ચિમ હિંદુસ્તાનના રાજાઓને એક ઉત્તમ નમુનો કરી બતાવ્યો છે. આપના ન્યાયાધીશોને ચાલવાનો છાપેલો ધારો મેં જોયો, તેથી મારી ખાત્રી થાય છે કે તેમાં આપેલી ઘણીએક બાબતો પસંદ કરવા લાયક તથા આપના મુલકને અનુકુળ આવે તેવી અને સરકારી કાયદાના ધોરણ ઉપર છે.

અહીંની સરકારમાં મારી પેહેલાં થઇ ગયેલા ગવર્નર

સર જ્યોર્જ ક્લાર્કસાહેબને આપે જે કાંઈ ઉપર મુજબ કરેલું છે. તે સર્વ વિગતવાર કહેવાની મને ઘણી ખુશી હાંસીલ થઈ. તેમણે જે બંદોબસ્ત આપની સાથે કરેલો, અને જે કે તેમણે વચન આપ્યા પ્રમાણે હું અમલમાં લાવ્યો, તેની રૂઇથી જે પરગણાના ઇનસાફનું કામ કે સરકારના પરબારા અમલ નીચે લાંબી મુદત થયાં હતું. તે આપના તાબામાં સોંપ્યું છે. સર જ્યોજ ક્લાર્કસાહેબે આપની સારી રીતે રાજ્ય ચલાવવાની સાબેત થયેલી ખાએસ ઉપર ભરૂસો રાખેલો, અને તે તેમનો ભરૂસો ખોટી જગોએ રાખ્યો નથી, એવી ખાત્રી હું તેમને ખુશીની સાથે આપીશ.

હવે વાઇસરાય સાહેબના હુકમ પ્રમાણે હું આપને ચાંદ આપું છઉં. અને આતુરતાથી ઉમેદ રાખું છઉં કે આ ઊંચો દરજ્જો લાંબી મુદતસુધી આપ ભોગવો. તથા આપના અમલ નીચે આવેલી રૈયત તરફ આપની સ્વભાવિક સંભાળને લીધે એ દરજ્જો ઘટારત છે. એવું આપના સમજવામાં રહે. આ ભાષણનો ઘટતો જવાબ આપી ખિતાબ ધારણ કરી ઉમંગ ભેર પોતાની રાજધાનીમાં પધાર્યા. આ ઠાકોરે સંવત ૧૯૧૯ ના ફાગણવદ ૧ ગુરૂવારે બ્રાહ્મણોને જમાડી દક્ષિણા આપી મહારૂદ્ર નામનો મોટો યજ્ઞ કર્યો. શેહેરથી દક્ષણાદી દિશાતરફ એક નકશીદાર રમણિક દેવાલય બંધાવી સંવત ૧૯૨૧ના મહાવદ૧૩ બુધવારના રોજ પોતાના નામ ઉપરથી "જશોનાથ" એવું નામ

ધારણ કરી શંકરની પ્રતિષ્ટા કરી તેમજ તેને લગતું રામજી મંદીરનું ભવ્ય મકાન બંધાવી વિશ્ણુયાગ નામનો મોટો યજ્ઞ કરી કૃષ્ણની મૂર્ત્તિની સ્થાપના કરી.

કેદીઓને રહેવા ઘણા સગવડવાળી જેલની મજબુત ઇમારત બાંધી, અને પોલીસખાતું ઉભું કરી તેની લાઇન સદરહુ જેલની નજદીક બાંધવામાં આવી. શેહેરમાં રસ્તા વિગેરે સુધારવા માટે મ્યુનિસિપાલ ખાતું સ્થાપ્યું. અને વેપારની સરળતા સારૂ પરદેશી માલ ઉપર દાણ એક સરખું અને ઓછું કરવામાં આવ્યું. તેમજ આસપાસ મુખ્ય મુખ્ય રસ્તે સડકો બંધાવી, અને ઉત્તર દિશાએ કે જેને મોતીબાગ કહે છે. તે સુકાંત મનને રંજન કરનારાં ત્રણ મોટાં ભવ્ય મકાનો બંધાવ્યાં. તેમજ ગામમાં રહેવાને સારૂ રાજ્યદરબારમાં પણ લાખો રૂપિઆ ખરચી ઊંચી બાંધણીનાં ત્રણ મકાનો બંધાવ્યાં. શેહેરની વાયવ્ય ખૂણમાં મોતીતળાવ કરાવ્યું. તેમજ દક્ષણાદી તરફનું જૂનું જળાશય ગળાવી સુધાર્યું બંદર ઉપર જતાં અડચણ કરનારા કાદવના મેદાનમાં ડક્કા અને બંધ બંધાવ્યા.

મહારાજા સંવત ૧૯૨૪ના માગશરસુદી ૫ રવીવારનારોજ કાશી વિગેરેની મહાયાત્રા કરવા રવાના થયા. તે કેટલીક મુદતે ત્યાં જઈ પહોંચ્યા. તે પવિત્ર સ્થળે અનેક તરેહથી દાન પુન્ય કરી યાત્રાનો અલભ્ય લાભ લીધો. તળ કાશીમાં ગંગાનદીને કિનારે સંવત ૧૯૨૪ ના મહાસુદ ૫ ભ્રગુવારે "જસવંતધર" મહા-

દેવની મૂર્તિની સ્થાપના કરી. અને કાયમને માટે અંનક્ષેત્ર બાંધ્યું અને બનારસ, વંદ્રાવન, પ્રયાગ, ગોદાવરી, રેવાજી વગેરેની અસંખ્ય દ્રવ્ય ખરચી મહાયાત્રા કરી. તેમણે ખુદ ભાવનગરમાં દરબારશ્રી તરફથી પુસ્તકો વગેરે છાપવાનો એક પ્રેસ ખરીદ કરી લાવી સંવત ૧૯૨૩ ની સાલથી દરબારી ગેઝીટ નામનું પત્ર દર મહિને પ્રસિદ્ધ કરવા માંડ્યું. તેમજ પોતાના મુલકની જમીન દૂરબીનથી તથા સાંકળથી મપાવી.

જસવંતસિંહજીમાં ધર્મ, દયા, અને દાતૃત્વપણાનું પ્રાધાન્ય વધારે હોવાથી તેમણે સંસ્થાનના મુખ્ય મુખ્ય ગામોમાં દરબારી ઉતારા, મુસાફરોને માટે યોગ્ય સ્થળે ધર્મશાળાઓ, અને છોકરાઓને કેળવણી આપવા શાળાઓ સ્થાપી,એ વગેરે માણસ જાતનું કલ્યાણ કરવામાં તેમણે વિશેષ બુદ્ધિબળ વાપર્યું હતું. આ ઉદાર દિલના મહારાજાએ વટેમાર્ગુ, અપંગ, જાત્રાળુ, નિરાશ્રિત, અશક્ત, અને કંગાળ લોકોને માટે ઠામ ઠામ બોહોળાં સદાવ્રતો ચાલુ કર્યાં. દેવસ્થાન અને સાધુ, બ્રાહ્મણોને નિરંતરનાં વરષાસનો તેમજ કેટલાએકને જીવાઇઓ કરી આપી. આ ધર્માત્મા અને મહાપ્રતાપી ઠાકોરે રાજ્ય રીત પ્રમાણે દસરા આદિ દરેક શુભાવસરે બ્રાહ્મણ, સાધુ, અને યાચક લોકોને મોટી ઉદારતાથી દાન આપી સંતુષ્ટ કરવામાં કોઈ જાતની કસુર રાખી નથી.

હાથી, ઘોડા, પાલખી, રથ, ગાડી વગેરે વાહનોનો મોટો

સમુદાય કર્યા. ઘણા બગીચા અને તેમાં વિશાળ મકાનો બનાવ્યાં. " છગનલાલ લાઇબ્રેરી " નામનું પુસ્તકાલય પોતાને ખર્ચે શેહેરમાં સ્થાપન કરી વિદ્યા વૃદ્ધિ કરી.

જસવંતસિંહજી ચાર રાણીઓ પરણ્યા હતા. તેમાં હરીબાને સંવત ૧૯૧૪ ના પોશવદ ૭ બુધવાર તા. ૬ ઠી જાનેવારી સને ૧૮૫૮ ના રોજ પાટવી કુમાર તખ્તસિંહજી જન્મ્યા અને બીજી રાણી હીરજીબાને જુવાનસિંહજી એ રીતે બે કુંવરો થયા.

મહારાજા જસવંતસિંહજીએ સુમારે નવ માસ માંદગી ભોગવી છેવટ સંવત ૧૯૨૬ ના ચૈત્રસુદ ૧૦ સોમવાર તા૦ ૧૧ મી એપ્રિલ સને ૧૮૭૦ ના રોજ આ દુનિઆ છોડી કૈલાસ વાશ કર્યો.

---

# प्रकरण १० मुं.

નામદાર મહારાજા તખ્તસિંહજી હિંદુ ધર્મ શાસ્ત્ર પ્રમાણે તા૦ ૨૩ મી એપ્રિલ સને ૧૮૭૦ શનિવારના રોજ રાજ્યાસને બીરાજ્યા. તે વખત કાઠીઆવાડના મેહેરબાન પોલિટિકાલએજંટ કર્નલ આંડરસન સાહેબ તથા પૂર્વ પ્રાંતના આસિસ્ટંટ પોલિટિકાલએજંટ કપતાન રસલ સાહેબ વીગેરે એ પ્રસંગનો લાભ લેવા પધાર્યા હતા.

ઠાકોરની બાલ્યાવસ્થા સબબે લાયક ઉમર થતાં સુધી સંસ્થાનનો રાજ્યકારોબાર તેમને નામે જોઈંટ એડમિનિસ્ટ્રેટર

સાહેબોથી ચલાવવાનો તા૦ ૨૯ મી જુન સને ૧૮૭૦ ના રોજ મેહેરબાન મુંબઈના ગવર્નર ઈનકૌંસિલના સાહેબોએ ઠરાવ કરી તે હોદા ઉપર મી. ઇ. એચ. પરસીવલ સાહેબ તથા માજી ઠાકોરના અનુભવી દીવાન મી૦ ગૌરીશંકર ઉદયશંકરને નીમી તા૦ ૨૭ મી જુલાઈ સને ૧૮૭૦ ના રોજના કરેલા હુકમ પ્રમાણે રાજ્યની વ્યવસ્થા કરવા સત્તા આપી. એ હુકમને અનુસારે જોઈન્ટ એડમિનિસ્ટ્રેટર સાહેબો તા૦ ૪ થી અગસ્ટ સને ૧૮૭૦ ગુરૂવારના રોજ પોતાના હોદા ઉપર બીરાજ્યા. અને પ્રથમ તો તેઓએ સંસ્થાનમાં સુધારો કરવા ઉપર નજર કરી.

સદરહુ સાહેબોએ પોતાની મદદને સારૂ દીર્ઘદર્શી, કાબેલ, મી. સામલદાસ પરમાનંદદાસને નાયબ દીવાન યાને આસિસ્ટંટ મુખ્ય કારભારી નીમ્યા તેઓએ હજુરશ્રીના હુકમ પ્રમાણે પોતાના હોદાનું સઘળું કામકાજ પૂરી સાવચેતી અને કાળજીથી નેકપણે ચલાવ્યું. જેથી દરેક ખાતાઓમાં સુધારો થવાથી આ સંસ્થાન કાઠીઆવાડ પ્રાંતમાં બીજાં રાજ્યસ્થાનો કરતાં સઘળી બાબતોમાં દીનપર દીન સર્વોત્કૃષ્ટ ગણાવા લાગ્યું. ન્યાય એ રાજ્યનો મજબૂત સ્થંભ અને રૈયતને આબાદીનું સુખરૂપ સાધન સમજી ઈનસાફ ખાતા પાછળ પુરતું લક્ષ આપી વડા ન્યાયાધીશના હોદા ઉપર વિદ્વાન જડજ જ્યંતીલાલ વેણીલાલને નીમ્યા. તેઓએ પોતાની કારકીર્દિમાં પ્રસંગોપાત ઘટતો સુધારો, અને લોકોને ન્યાયથી માહેતગાર કરી

ઈનસાફનું ધોરણ નિયમ પર લાવ્યા. તેવામાં તેઓ સાહેબ રાજ્ય ખર્ચના ઉપરી સાહેબની જગોએ નીમ્યાથી તે જગોનો ચાર્જ અનુભવી કાબેલ અને વિદ્વાન જડજ મી. વિદ્યારામ મોતીરામે સંભાળ્યો. તેઓએ ન્યાયાસને બીરાજી પોતાના પૂર્વ નસીન સાહેબના સુધારેલા ધોરણને જેબ આપી દીપાવ્યું. અને તેમના બાજબી અને નિર્મળ ન્યાયના પ્રભાવે આ સંસ્થાનનું ન્યાયખાતું બ્રિટિશ રાજ્યના ન્યાય સાથે બરોબરી કરવા લાગ્યું.

ઈનસાફની સગવડને માટે દરેક મહાલમાં ન્યાયાધીશો અને પોલીસ અમલદારો જૂદા નીમ્યા. વળી દરેક ગામોમાં એકએક પોલીસ પટેલ તેમજ પાંચ, સાત, કે તેથી વધારે ગામોનો એક તપો ઠરાવી તેના રક્ષણને માટે પોલીસ તપાદાર નીમ્યા. અને પોલીસ ખાતાનો સઘળો બંદોબસ્ત સારી રીતે ચલાવવા તા. ૫ મી અગષ્ટ સને ૧૮૭૨ ના રોજ એક ધારો મંજુર કરી પોલીસ સુપ્રિન્ટેન્ડેન્ટ નીમો, ન્યાયાધીશો, અને ફોજદારો વગેરેની નીંગેબાની નીચે પોલીસના ચોકીદારો રાખી સર્વ ઠેકાણે ચોકી પેહેરાનો સારો બંદોબસ્ત કરી આખા સંસ્થાનની પ્રજાને નિર્ભય કરી.

અદલ ઇનસાફ આપવા અને કામનું ખરૂરૂપ જાહેરમાં આવે એ હેતુથી તે બાબતમાં વાકેફગાર થએલા લોકોની પરીક્ષા લેઈ અમુક અમુક કોર્ટોમાં વકીલાત કરવાનો સ્થાનિક ધારાના બાબ ત્રીજા પ્રમાણે સનદો આપવામાં આવી. એટ-

લુંજ નહીં બલકે કાયદાનું જ્ઞાન વધારવા તગ ભાવનગરમાં મી. ચંદુલાલ મથુરાંદાસ દોલતજ્યાદા, એલ એલ, બી, ના ઉપરી પણા નીચે "લોકલાસ" સ્થાપી. કેળવણીની પૂરી અગત્ય જાણી સાહેબ મોસુફોએ એ ખાતાની ઉન્નતી કરવા મનોવૃતી કામે લગાડી યોગ્ય સ્થળે સુમારે સોથી વધારે નિશાળો સ્થાપન કરી તેના ઉપર નીઘેબાની રાખવા, એક લાયક ઉપરી અધિકારી આજમ પ્રાણનારાયણ મયાશંકરને નીમ્યા.

ખુદ ભાવનગરમાં હાઇસ્કુલ, હાઇકોર્ટ, ઇજનિયર ઓફિસ, ટેલીગ્રાફ, ઓફિસ પોસ્ટ ઓફિસ, અને માજીરાજ કન્યાશાળા, તેમજ રાજ મહેલ અને તેને લગતો પૂર્વ તરફનો દરવાજો એ વગેરે આલીશાન મકાનો, તેમજ સંસ્થાનના મહાલોમાં અને તપાઓમાં દરબારી ઉતારા, નિશાળનાં મકાનો, ધર્મશાળાઓ, મુસાફરી બંગલાઓ, ઇત્યાદી મકાનો પાછળ લાખો રૂપિઆનો ખરચ કીધો છે. તેમજ વસુલાતની બાબતમાં મી. વજેશંકર વિ. ગૌરીશંકરના હાથમાં સોંપી ઉપરી નીમ્યા. તેમની કારકીર્દીમાં પાછલા પાંચ વરસોની દરેક ખેડુતની ઉપજની સરાસરી કાઢી તેમાં પણ ઘટતી છૂટ મૂકી રાજ્ય ભાગની જમાબંદીની એક સરખી રકમ લેવા ગોઠવણ કરી. વળી ખેડૂતોને પોતાનો ધંધો કરતાં હરકત કે અટકાયત ન થાય તેમ જાણી, વેઠ વગેરેના બોજાથી છૂટા કર્યા. અને વસુલાતની સુગમતાને માટે દરેક મહાલમાં વહીવટદારો અને તેના તાબામાં થાણદારો નીમ્યા.

સંસ્થાનમાં ભાવનગરથી મહુવા, મહુવાથી કુંડલા, કુંડલાથી ભાવનગર વગેરે મુખ્ય મુખ્ય પરગણાઓમાં જવા આવવા માટે મજબૂત સડકો બંધાવી તેમજ પરસ્પરના સંદેસા માટે તારની લાઈન કરાવી વેપારને ઉત્તેજન આપ્યું. ભાવનગર શેહેરની ગાહોળી વસ્તીને પાણીનું દુઃખ દૂર કરવા સારૂ લાખો રૂપિઆ ખરચી "ગૌરીશંકર તળાવ" એ નામનું જબરૂ જળાશય બાંધી તેનું પાણી તા. ૨૨ મી અગષ્ટ સને ૧૮૭૨ ના રોજથી ગામના તળાવમાં લાવવું શરૂ કરી શેહેરને ચીરંકાળનું સુખ કરી આપ્યું. અને તે જૂનું તળાવ પણ હાલમાં નવેસરથી બંધાવી ચોતરફ સડકો, અને કઠેરા કરાવી છાયાને સારૂ જૂદી જૂદી જાતનાં ઝાડો રોપાવ્યાં. તેમજ શેહેરમાં પાણીની અવધડતા દુર થવા નળ મૂકી યોગ્ય જગ્યોએ ટાંકીઓ કરી પાણીની તંગી પૂરી પાડી, તેમજ પાનવાડી મોતીબાગને લગતા બગોચાઓ બનાવ્યા. વળી તળાવ અને જશોનાથના દેવાલયના મધ્ય ભાગે "બેન્ડસ્ટેન્ડ" અને તેની ફરતી હવાખાવાની બેઠક વખાણવા જોગ કરી.

જમીનનું માપ અને તેની વ્યવસ્થા કરવી જરૂર જાણી મેહેરબાન ટી, આર ફરનાન્ડીઝ સાહેબને સંસ્થાન ભાવનગરના રેવન્યુ સરવે સુપ્રિંન્ટેન્ડેન્ટ નીમ્યા, તેમની દેખરેખથી દૂરબીન અને શંકુના માપે જમીનની પાકી માપણી કરાવી, જેથી ગિરાસની બાબતમાં ઉત્પન્ન થતા સઘળા ટંટા ફિસાદ બંધ થયા

રોગથી પીડાતા પ્રાણીઓની પીડા વીદારવા ખુદ ભાવન-

ગરમાં એક દવાખાનું ઉઘાડ્યું. અને તમામ જાતનાં રોગી માણસોને મફત દવા આપવાનો અને તેની માવજત રાખવાનો ઠરાવ કરી તેના ઉપરી અધિકારી વિદ્વાન ડાક્ટર બરજોરજી બેહેરામજી એલ, એમ, ને નીમ્યા. અને તેમની દેખરેખ નીચે સિહોર, મહુવા કુંડલા, તળાજા અને બોટાદમાં ડીસ્પેંસરી સ્થાપી. દરદીઓને થતી હરકત દૂરકરી તેમજ ઓરતોને ઉપચાર કરવાને તથા પ્રસવકર્માશ્રયને માટે એક હોશિઆર ઓરતને ડાક્ટર તરીકે નીમી, તેમજ ઘોડાઓને થતા રોગ દૂર કરવા એક ઇલાયદો ડાક્ટર નીમ્યો.

શેહેર સુધરાઇને માટે સંવત ૧૯૨૦નો પેહેલો ધારો મંજુર કરી તેની રૂઇએ કામકાજ ચલાવવા મેમ્બર, સેક્રેટરી, ચેરમેન, વગેરે અમલદારો નીમી રસ્તાની સડકો વગેરેના સુધારા, પાણીના છંટકાવ, અને ઠામ ઠામ દીવા બતીનાં ફાનસો, વગેરેની ગોઠવણો કરી તે ખાતું સારા પાયા ઉપર આણ્યું. આગથી થતું નુકસાન દૂર કરવાના હેતુથી શેહેરમાં મુખ્ય મુખ્ય જગોએ પાણીના મોટા બંબા રાખવામાં આવ્યા. બજારની બંને બાજુએ સમાંતર દુકાનોની એક સરખી સુશોભિત લાઇન કરાવી. અને પરસીવલ મારકીટ પાછળ પુષ્કળ રૂપીઆ ખરચ્યા.

સંસ્થાનમાં જ્યાં જ્યાં જમીન પડતર અને રસાળ જણાઇ ત્યાં ત્યાં નાળીએરી, આંબા, સાગ, કેળ વગેરે પરચુરણ ઝાડનું વાવેતર કરાવી ભાવનગર, મહુવા, બંદરા, ચોકવા, સિહોર, બેકડી, અને સનેસ એ આઠ પ્લાનટેશનો બાંધ્યાં.

અને ફળ રૂપ વૃક્ષોનો વધારો થાય તેવા હેતુથી તે ઉપરનો દરબાર હક ઘણોજ કમી કર્યો.

આબાદી ખાતાને દિનપરદિન સુધારા ઉપર લાવી તેની દેખરેખનું કામ આજમ વસુલાતી અધિકારી સાહેબને સોંપ્યું. સાર્વજનિક લોકોપયોગી કામને માટે કેટલાએક નવા કૂવા, વાવો, આદિ જળાશયો કરાવ્યાં, તેમજ જીર્ણોદ્ધાર કર્યો. એ સિવાય ખેતીના ઉપયોગને માટે પણ સંખ્યા બંધ કૂવાઓ દરબારથી નવા ગળાવ્યા, અને બંધાવ્યા.

કસ્ટમ ખાતાનો પાકો બંદોબસ્ત કરી વેપારને ઉત્તેજન આપ્યું. અને સંસ્થાનનાં તેર બંદરો તેમાં ભાવનગર, મહુવા, રાજુલા, તળાજા, અને સોદરાઈ એ મુખ્ય બંદરોએ વેપારની આમદાની વધવાથી તેમજ તરી, ખુશકી, જકાતમાં ઘટતી ગોઠવણ થવાથી સ્વરાજ્યમાંના ગૂજરાતનાં બંદરો ૨૫ કોકણનાં ૧૭ મદ્રાસનાં ૭ સિંધનાં ૨ અને પર રાજ્યનાં ૧૮ એ બંદરો સાથે વ્યવહાર જોડાયાથી આમદાનગી, રવાનગી, થયેલા માલમાં કરોડો રૂપિઆની રકમનો વધારો થયો. અને લોકોને વેપાર રોજગાર કરવાની ઉલટ વધી.

દરબારી ચોથ વગેરેના હકો તેમાં કેટલાએક માફ કરવામાં અને કેટલાએક ઘણા ઓછા કરવામાં આવ્યાથી દિન દિન પ્રત્યે વેપાર રોજગારમાં આબાદી થતી ગઈ. રૂની ભેળભેળ તથા દગો નહીં થવા દેવા સારૂ ભાવનગર અને મહુવાનાં બંદરે કોટન ઈન્સ્પેક્ટરો, અને રૂની બરાબર તોલ થવા માટે

તોળાટ કારકુનો નીમ્યા. એ પ્રમાણે બંદોબસ્ત થવાથી એ બંને જગોએ કાઠિઆવાડના ઘણા દુરના ભાગમાંથી રૂનાં જથા બંધ ઘોકડાંઓ આવવા લાગ્યાં. અને તેની નિર્ભયતા અને સુગમતાને માટે સંસ્થાનની હદમાં જેજે મોટા રસ્તાઓ છે. તે મોસમની વખતે દુરસ્ત કરાવી તેના ઉપર ચોકીનો બંદોબસ્ત યોગ્ય અંતરે છાપરીઓ, અને સવારો રાખી કરવામાં આવ્યો.

ઉદ્યોગ વૃદ્ધિને માટે દરબારશ્રી તરફથી રાજુલા બંદરમાં એક સકંજો અને ખુદ ભાવનગરમાં રૂની પાકી ગાંસડીઓ બાંધવાને માટે ઇંગ્રેજી વેપારીઓ તરફથી ચાર પ્રેસો ચાલતા કર્યા. તેમાં એક પ્રેસમાં સંચાની મદતથી સુતર કાંતવાનું. અને કપડ વણવાનું કામ ધમ ધોકારથી ચાલેછે. તેમજ સાકર બનાવવાનાં ચાર અને સંચળ બનાવવાનાં ત્રણ અને ચીનાઇ જેવી માટીની બરણીઓ બનાવવાનું એક તથા લોઢું ગાળવાનું એક, એ રીતે નવ કારખાનાઓ દરબારશ્રીની મદદથી ચાલુ થયાં. દરેક બંદરો ઉપર ડક્કા, અને દીવા ડાંડીઓ બંધાવી અને કેટલીએક જગોએ ખાડીમાં મોટાં વાહાણો સેહેલાઇથી આવી શકે તેવા હેતુથી મોટે ખરચે ખાડીઓ ખોદાવી દુરસ્ત કરી. અને બંદર ઉપરનો માલ, ગાંમમાં લઇજવા લાવવાની સુલભતાને માટે ગામથી ઠેઠ ખાડી સુધી મજબૂત સડકો બંધાવી.

રાજ્ય ખર્ચના તમામ કામકાજને માટે દેશાઇ છગનલાલ

સંતોષરામને ઉપરી નીમ્યા. તેઓએ થોડી મુદત કામ ચલાવ્યા પછી તે હોદ્દા ઉપર કાબેલ કારભારી મી. જયંતીલાલ વેણીલાલની નીમનોક થવાથી એ ખાતા ઉપર તેઓએ પુરતું લક્ષ આપી બેહદ સુધારો કર્યો.

મહારાજાશ્રી તખ્તસિંહજીને વિદ્યાભ્યાસ કરવા રાજકુમાર કોલેજમાં જવાનો ઠરાવ થયો. તેથી તેઓ તા.૨૮મી જાનેવારી સને ૧૮૭૧ ના રોજ રાજકોટ તરફ પધાર્યા. અને એજ વરસમાં ફેબ્રુઆરી માસની શરૂઆતથી કિંગકોલેજમાં દાખલ થઈ કેળવણી લેવી શરૂ કરી. અને થોડી મુદતમાં બુદ્ધિબળવડે ઇંગ્રેજી અને ગુજરાતી ભાષાનું સારૂં જ્ઞાન સંપાદન કર્યું. તેમજ શરીર કેળવણીમાં પણ ઠીક વાકેફગાર થયા. બાદ તા. ૨૪મી માર્ચ સને ૧૮૭૪ના રોજ કિંગકોલેજ છોડી હિંદુસ્તાનના જૂદા જૂદા ભાગોમાં તેમજ કેપટન નટસાહેબની સાથે દક્ષિણ હિંદુસ્તાનમાં મુસાફરી કર્યા બાદ તા. ૨૦ મી એપ્રિલ સન ૧૮૭૪ના રોજ શુભ મૂહુર્તે ૧ ગોંડળના જાડેજા ઠાકોર સગરામસંઘજીની કુંવરી માજીરાજબા ૨ વઢવાણના ઝાલા રજપુત ઠાકોર રાયસંઘજીની કુંવરી નાનીબા ૩ વાંકાનેરના રાજ્યશ્રી બખ્તસિંહજીની કુંવરી હરીબા ૪ તલાજાના વાળા રજપૂત કલ્યાણસંઘજીની કુંવરી બાજીરાજબા એ રીતે ચાર કુલીન રાજકન્યાઓની સાથે લગ્ન થયાં.તેમાં ગોંડળવાળાં માજીરાજબાને , પાટવી કુમાર ભાવસિંહજી સં. ૧૯૩૧ ના ચૈત્રવદ ૫ રવિવાર તા. ૨૫ મી એપ્રિલ સને ૧૮૭૫ ની રા-

ત્રીના દસ વાગતે જન્મ્યા. ભાવનગર સંસ્થાનમાં તેમજ કાઠિ-
યાવાડના બીજા ભાગમાં ઉત્પન્ન થતાં પદાર્થોનો સંગ્રહ કરી
જોવાને અને ખેતીને ઉત્તેજન આપવાને કુંડલા મુકામે તા.
૧૫-૧૬-૧૭ અને તા. ૧૮ મી જાન્યુઆરી સને ૧૮૭૫ માં
એક મોટું જાહેર પ્રદર્શન ઉઘાડવાની ક્રિયા નામદાર મુંબઇના
ગવર્નર સર ફીલીપ વુડ હાઉસના મુબારક હાથે કરવામાં આવી.
અને જે જે પદાર્થો સરસ જણાયા. તેના માલિકોને ઘટતાં
ઇનામો આપ્યાં. વળી નામદાર "કૈસરેહિંદ" ના મેલાવડાની
વખતે તા. ૧ લી જાન્યુઆરી સન ૧૮૭૭ ના રોજ ઠાકોર-
સાહેબ દીલ્લીખાતે પધારેલા હતા. તે પ્રસંગમાં માહારાજા-
સાહેબના મુખ્ય દીવાન મી. ગવરીશંકર ઉદયશંકર સાથે હતા
તેઓને નામદાર કૈસરેહિંદના પ્રતિનિધી સાહેબે ઘણા માન
સાથે સી. એસ. આઇનો ખીતાબ આપ્યો.

મી. પરસીવલ સાહેબે પોતાની કારકીર્દિમાં ઉપર પ્રમાણે
સુધારો કરી સંસ્થાનની તમામ રૈયતને અનહદ સંતોષ પમાડી
પરિપૂર્ણ પ્યાર મેળવી સંવત ૧૯૩૩ ના મહાસુદ ૧૧ ગુરૂવારે
તા. ૨૫ મી જાન્યુઆરી સન ૧૮૭૭ ના રોજ નામદાર બ્રિ-
ટિશ સરકારના તરફથી સોલાપુર ખાતે બદલી થવાથી તેઓ
એજ તારીખે ભાવનગર છોડી પોતાના નવા હોદ્દાનો ચાર્જ
સંભાળવા રવાના થયા. તેમની જગ્યોએ કપ્તાન જોન, ડબલ્યુ,
વાટસનસાહેબ, અને તે પછી કર્નલ સી. પારસાહેબ અનુક્રમે
નીમાયા. જેઓએ મેહેરબાન પરસીવલ સાહેબનાં મુખ્ય

સિદ્ધાંતોને અનુસરી તથા તેમનાં આરંભેલાં શુભ કામ પૂરાં કરી રૈયતને સુખ થાય એવી રીતે રાજકારભાર ચલાવ્યો. દરમ્યાન ઠાકોરસાહેબ જોઇન્ટ એડમિનિસ્ટ્રેટરોના કામમાં સામેલ થઈ થોડી મુદત તે કામનો સારો અનુભવ મેળવ્યા બાદ તેઓ લાયક ઉમરના થવાથી તેમની લાયકી ઉપર નજર રાખી તા. ૫ મી એપ્રિલ સને ૧૮૭૮ ના રોજથી રાજ્યની સ્વતંત્ર લગામ તેઓના હાથમાં સોંપવામાં આવી.

આ દિવસે ભાવનગર શેહેરને ઘણી સરસ રીતે શણગારવામાં આવ્યું હતું. તેનો દેખાવ ઘણી જૂદીજ તરેહનો હતો. જાહેર રસ્તાઓ, તેમજ ખાનગી ગલીઓમાં લોકોએ પોત પોતાનાં ઘરો ચૂનાથી સાફ કરી ઉપર રંગ બેરંગીન ચિત્રોથી સુશોભિત કર્યાં હતાં. રસ્તાની બંને બાજુએ ગ્યાસના દીવાની રોશનીથી દરવાજા ચળકાટ મારતા હતા. ધ્વજા, પતાકા જૂદા જૂદા રંગના ફરકી રહ્યા હતા. આ વખતે મોટા અને નાના, ગરીબ અને તવંગર, સર્વેનું મન સ્વભાવિક અને અંતરની ખુશીથી ઉભરાઈ જતું હતું. રાજ દરબાર નાના પ્રકારના દેખાવોથી અતિશય શોભી રહ્યો હતો. દરબારમાં બેઠક કરવામાં આવી હતી, તેમાં ખુરશીઓ, કોચો, અને સિંહાસનો ઘણી સરસ અને યોગ્ય રીતે ગોઠવેલ હતાં. દિવાલે કાચ ચિત્ર વિચિત્ર જડેલા હતા. હાંડી, તક્તા, ઝુંમર, વીગેરે બીલોરી કાચના ફરનીચરોથી એ દેખાવ ઘણો રમણિય દીસતો હતો, સંસ્થાનનું રાજ્ય કામ સોંપતી વખત

કાઠીઆવાડના પો૦ એ૦ મી. જે, બી, પીલ, રાજ્ય સ્થાનિક સભાના અધ્યક્ષ મેજર વોટસન, ગોહિલવાડ પ્રાંતના આસી૦ પો૦ એ૦ મે૦ પરસી, ફીટઝીરાલ્ડ, સંસ્થાનના જોઇન્ટ એ-ડમીનીસ્ટ્રેટર કરનલ, સી, પાર, તથા સી, એસ, આઈ, મી. ગૌરીશંકર, અને ઇંજનેર મી. પ્રોક્ટર સીમ્સ, તથા સરવે સુપ્રીન્ટેન્ડેન્ટ મે૦ ટી, આર, ફરનાન્ડીસ, જુનાગઢના દીવાન રાવ બહાદુર ગોકળજી સંપત્તિરામ, મોરબીના જોઇન્ટ એડમીનિસ્ટ્રેટર રાવ બહાદુર શંભુપ્રસાદ મહારાજાના અ-મલદારો, અને સગા કુટુમ્બીઓ, એજન્સીના અમલદારો, અને ભાવનગરના રેહેનાર યુરોપીયન તથા દેશી ગ્રહસ્થો, મીજમાનો વીગેરે એકઠા થયા હતા. તેમાં હીરા માણેક અ-ને મોતીથી જડેલા સુવર્ણમય આભુષણે કરી ભુષિત થયેલા રાજ્ય સુહૃદ જનોથી આ બેઠક એકાએક ઇંદ્ર સભાને યાદ કરાવતી હતી. આ વખત વાલાશાન મે૦ પીલ સાહેબે મહા-રાજા સાહેબને સારી રાજનીતિ ચલાવવા વીગેરે બાબત કેટ-લાંએક શીખામણનાં વાક્યોથી ભાષણ કહી સંભળાવી ઉપરની ક્રિયા પૂરી કરી હતી. આ ખુશાલીના પ્રસંગમાં મહારાજા સાહેબે ઉદાર દિલથી, કેટલાંએક લોક હીતેચ્છુ કામને માટે બાદશાહી રકમની ભેટ કરી હતી.

સ્વતંત્ર લગામ હાથમાં લીધા બાદ નામદાર મહારાજાએ જોઇન્ટ એડમીનિસ્ટ્રેટરોના વખતથી ચાલતો આવેલો વહી-વટ કાયમ રાખી તેમાં યોગ્ય જણાયા પ્રમાણે કેટલોએક

સુધારો કર્યો. ને પ્રથમ લોકોપયોગી કામ કરવા પાછળ લક્ષ આપી મોટાં મહાભારત પરોપકારી કામો કરવા આરંભ્યાં. તેમજ પબ્લીક વર્કસનો ખર્ચ કાયમ રાખ્યો.

નામદાર મહારાજાના ખેરખ્વાહ અને ચાલાક દીવાન મી. ગૌરીશંકર ઉદયશંકરે પોતાની વૃદ્ધાવસ્થાને લીધે તા. ૧૩-૧-૭૯ ના રોજ પોતાના હોદ્દાનું રાજીનામું આપ્યું. આ ઠેકાણે એ રાજ્ય ભક્ત દીવાન વિષે બે બોલ બોલવા જરૂર ધારીએછીએ.

આગળ લખેલું છે કે ઈ૦ સ૦ ૧૮૪૭ માં મી. ગૌરીશંકર મુખ્ય દીવાન નીમાયા, ત્યારે હાલના કરતાં, તે વખતે ભાવનગરની હાલત ઘણી નબળી હતી. ભાવનગર અને બીજાં ગામો મળી ૧૧૬ ગામો બ્રિટિશ કાયદાની હકૂમત તળે હતાં, તેથી બ્રિટિશ અમલદારોનો કાબુ રાજ્ય ઉપર જાથુ રહેતો, તેમજ રાજ્ય સામે જુદી જુદી ફરીઆદોને લીધે પો૦ એજંટ ઘણા મોસલ વીગેરે કરતા તેથી ઘણું નુકસાન વેઠવું પડતું, સિવાય તે વખત આ સંસ્થાનને સુમારે ૧૬ લાખનું કરજ હતું, તે ઉપરાંત અસલ સીબંદીના અગાઉના જમાદાર નાસરને ઠાકોર વખતસિંહજીએ બાંહેધરી આપેલી, તેથી રાજ્યના મોટા દાવાદાર તરીકે તેના વારસો સાલે અને તાલબ, છેક સંવત ૧૮૩૬ ની સાલથી મહુવા પરગણાનો કબજો કરી બેઠા હતા. જુનાગઢના નવાબે ભાવનગરનાં ૭૬ ગામો, જેની ઉપજ આજ આશરે ત્રણલાખ રૂપીઆની થાય છે. તેના ઉપર પોતાની અસલ માલીકીનો દાવો કર્યો હતો જેથી મે-

હેરબાન પો૦ એ૦ સાહેબે એ ગામો ઉપર જમી બેસારેલી હતી, ભાવનગર કસ્ટમની જકાત પોતાને ત્યાં ઉપજાવવાના તેના હક વિષે એ રાજ્યને ઇંગ્રેજસરકાર સાથે મોટો વાંધો ઉઠેલો હતો. જેના વિષે વીશલાખ રૂપીઆનું નુકસાન ગણુવામાં આવતું હતું, જેના વળતર તરીકે સરકારને ખંડણી આપવાની રકમ કેટલાંક વરસો સુધી જમાવીને બારલાખ રૂપીઆ રાજ્યે અટકાવી રાખ્યા હતા, અને તે ઉપરાંત એ રાજ્યની આસપાસ આવેલા તાલુકાઓ સાથે બેસુમાર સરહદોની તકરાર ઉભી થયેલી હતી.

એ સઘળી તકરારો તેઓના ડહાપણ અને તન મનની મેહેનતથી નાબુદ થતી ગઈ, અને એક સરકાર સાથે સંધીપત્ર કરી, સન ૧૮૬૬ ના ફેબ્રુઆરી માસમાં ૧૧૬ ગામો ઉપરથી બ્રિટિશ કાયદાની હકુમત ખસેડી રાજ્યની સત્તા સ્થાપન કરી, તેમજ આસપાસના તાલુકદારોની સરહદ સંબંધી ઉઠેલી તકરારો અને અડચણોનું સમાધાન થયું, એટલુંજ નહિ. પણ તેઓ સંસ્થાનની સ્થિતિ મજબૂત કરવામાં, અને મોભો વધારવામાં મશગુલ રહેવા ઉપરાંત તેમની રાજ્યનીતિ, અને અંદરખાનાની હાલત સુધારવા પાછળ થોડી કાળજી બતાવી નથી.

પોતાનો ફાયદો કે સ્વાર્થ સંભાળવાનું દેશી કારભારીઓનું જે સાધારણ લક્ષણ તે તેનામાં નહિ, તેથી વિજયસિંહજી, અબેરાજજી, જસવંતસિંહજી અને મહારાજા તખ્તસિંહજી એ

ચારે રાજ્યકર્તાઓએ પૂર્ણ ભરોસો રાખવાથી પોતે નેકપણે કારોબાર ચલાવ્યો. તેમજ જે જે અમલદારો સાથે તેઓને સંબંધ રહ્યો, તેમનું માન તેઓ વખતો વખત મેળવી શક્યા, અને તેથી રાજ્યની આબરૂમાં દિનપરદિન વધારો થતો ગયો, તેઓએ જે જે કામો કીધાં તેનું વર્ણન કરતાં મોટો ગ્રંથ બને, માટે એટલુંજ કહેવું બસ છે, કે તેઓએ જે જે રાજકીય અને લોકોપયોગી કામો કીધાં છે. તે સ્તુતિપાત્ર છે.

મહારાજા સગીર ઉમરના હોવાને લીધે નામદાર બ્રીટિશ સરકારે એક યુરોપીઅન અધિકારી સાથે નીમી જોઇન્ટપણે તેઓના હાથમાં કારોબાર સોંપ્યો, તેમાં એક ઇંગ્રેજી રાજ્યના સુધરેલા વિચારવંત અમલદાર સાથે પોતે જૂના વિચારના છતાં લાંબી મુદત સુધી પોતાની કારકીર્દીમાં એકત્ર વિચારથી સંપીને કારોબાર ચલાવ્યો. એ કાંઈ નાની સુની વાત ન કહેવાય. !!

પોતે કીર્તી અને માનથી ભરપુર થઇને પોતાના રાજાની પ્રસન્નતા, પ્રજાનો પ્યાર, અને સરકારના ઉંચા વિચાર સહિત એંશી વરસની બુજરગીરદાર ઉમરે પોતાની મનશક્તિ અને તનદુરસ્તી સારી હાલતમાં લઇને, અને રાજ્યના કાયદાના ગિરાસ સંબંધી મોટાં કામોમાં ભાગ લેવાની માહારાજાની મરજી કબૂલ રાખી, પોતાના માનવંતા હોદ્દાની જવાબદારીથી ફારેગ મી૦ સામળદાસ જે કે મરહુમ મહારાજા વિજયસિંહ-જીના મુખ્ય પ્રધાન પરમાનંદદાસના ચીરંજીવી, તેને પોતાની

સોબતમાં ઉછેરી અછી તાલીમ આપી રાજ્ય કામમાં વાકેફ કરેલા લાયક જાણી પોતાનો માનવંતો હોદ્દો તેને સોંપી છૂટા થયા. તેવા બીજા દેશીરાજાઓના કારભારીઓ થોડાજ નસીબદાર નીકળવાના. !!

આ પ્રસંગે મહારાજાએ તેઓએ નેકપણે કરેલી નોકરીની બૂજ જાણી, મોતીબાગમાં મોટો દરબાર ભરી મી. ગૌરીશંકરને હયાતી સુધી દર વરસ વીશહજાર રૂપીઆના પૂરા પગારનું પેનશન આપવાનો ઠરાવ કર્યો. ને તેઓના પુત્રોને ઉંચા દરજ્જાની જગ્યોએ નીમ્યા.

સને ૧૮૭૮–૭૯ અને સને ૧૮૭૯–૮૦ ના બે વરસમાં કમી જાસ્તી વરસાદ અને મોંઘવારીને લીધે દુકાળ હોવાથી લોકો અનાજની તંગીથી પારાવાર દુઃખ પામવા લાગ્યા. ઉદ્યમ ધંધો રહ્યો નહીં, કાર વેહેવાર ઘટી ગયો, લોકોમાં હાહાકાર પ્રવર્ત્યો. એવી દુઃખી અને નિરાશ્રિત રૈયતનો નિભાવ કરવા ઉપર મહારાજાનું લક્ષ ખેંચાયું એ દૈવીક દુઃખ ટાળવાને માટે મહારાજા સાહેબના હાથથી જેમ જેમ પ્રસંગ મળતો ગયો, તેમ તેમ લોકોને મજુરી મળે એ નિશાન તાકી નીચે પ્રમાણે બાંધ કામની શરૂઆત કરતા ગયા. અને પ્રથમતો માનવંતા સાહેબે પોતાના રાજ્યનું કામ સ્વતંત્રપણે ચલાવવું શરૂ કર્યા પછી વરસગાંઠનો પેહેલો દિવસ જાણી, તે પ્રસંગે પોતે દરદી લોકોની સુખાકારી તથા પ્રજાના ઉપયોગને માટે આ શુભ અને પરોપકારી કામમાં સુમારે બેલાખ રૂ-

પીઆની મોટી રકમ ખરચવા તા. ૧૪-૧-૭૯ ને રોજ સાડા પાંચ વાગતાને સુમારે **"વિશાળ વૈદકગ્રહ"** બાંધવાનો પાયો નાંખવાની ક્રિયા કરવામાં આવી, અને તેનું નામ **"તખ્તસિંહજી હોસ્પીટલ"** ધારણ કર્યું. તેમજ વેપારની વૃદ્ધિ કરવાના હેતુથી પીપાવાવનું બંદર સુધારવા પાછળ સુમારે એક લાખ રૂપીઆ ખરચ્યા. વળી દુકાળની અટકાયતને માટે આખા સંસ્થાનમાં સુમારે ૨૦૫૧ કૂવા ખોદાવામાં આવ્યા. તેમજ દુકાળથી રીબાતી ગરીબ રૈયતને માટે દરેક સ્થળે મદદનાં કામો ઉઘાડી, તથા આસ પાસના તાલુકાનાં નિરાશ્રિત રહેવાશીઓને પણ મજુરી કરવા દેઈ મદદ આપી ઉદારતા બતાવી. ને દરેક સ્થળે દુકાળ દૂર થતાં સુધી ગરીબોને અનાજ આપી નીભાવ્યાં. સિવાય ગરીબોનું ગુજરાન ચાલે અને વેપારમાં બેસુમાર વધારો થાય તેવા હેતુથી મહારાજાએ ભાવનગરથી વઢવાણ, તથા ગોંડળ સુધી લાખો રૂપીઆના ખરચથી રેલવે બાંધવા નામદાર બ્રિટિશ સરકાર સાથે બંદોબસ્ત કરી રેલવે શરૂ કીધી.

મહારાજાએ કીંગ કોલેજની કેળવણીથી મળેલા લાભનો ઉપકાર તે કાલેજ છોડ્યા પછી તખ્ત નશીન થતી વખતે એક લાખ રૂપીઆનો મોટી રકમ બક્ષીશ આપી **"રાજકોટ રાજકુમાર કાલેજવીંગ"** એ નામનું મોટું મકાન બંધાવ્યું. તેમજ તા. ૧-૧-૭૭ના રોજ નામદાર મહારાજા દિલ્લીના બાદશાહી મેલાવડા વખતે ત્યાં પધારેલા હતા, ત્યારે તેઓએ

મહારાણી "કૈસરેહિંદ" રાજવંશી એતાબ ધારણ કરવાની યાદગીરીમાં પોતાના વતનમાં કાંઈ લાયક કામ ઉભું કરવાની ઈચ્છા દેખાડી હતી, તે પ્રમાણે રાજકોટ આજી નદી ઉપર "કૈસરેહિંદ બ્રીજ" એ નામનો પુલ બંધાવી તે પાછળ સુમારે ૧૧૨૦૦૦ ખરચ્યા. તે બ્રીજ તથા કાલેજવીંગ એ બંને સંપૂર્ણ હાલતે પોહોચવાથી તેમને ખુલ્લાં મૂકવાની ક્રિયા તા. ૧૯ મી અગસ્ટ સન ૧૮૭૯ ના રોજ કાઠીઆવાડ પો૦ એજંટ કર્નલ બારટનના મુબારક હાથે કીધો.

સંવત ૧૯૩૫ ના વૈશાક માસમાં મહુવાવાળા કમાભાઈની પુત્રી બાઈ રાજબા વેરે મહારાજાનાં લગ્ન થયાં

બંદરપર વહાણોની સગવડને માટે બોટએંઝીન (ગોદી) હાઈડ્રોલીકલીફ્ટ અને તે ઉપરની દીવાદાંડી તથા ઉતારૂઓની સગવડ સારૂ "સ્ટીમફેરી" એટલે વરાળથી ચાલતી હોડી વીગેરે પરોપરકારી કામો પાછળ સુમારે બેલાખ રૂપીઆ ખરચ્યા.

દીલ્લીના મેલાવડામાં અને દક્ષિણહિંદુસ્તાનની મુસાફરી કરતાં મહારાજાને આગબોટ વીગેરેમાં મોટી રકમનો ખર્ચ થયા છતાં જોઈએ તેવી સગવડ પડેલી નહીં. તથા બંદર પૂર્ણ રીતે સુધારવાથી, અને રેલવે શરૂ થવાથી વેપારમાં બાહોળો વધારો થયો. તેથી માલ અને ઉતારૂ લાવવા લઈ જવાની સુગમતાને માટે સુમારે એક લાખની મોટી રકમ ખરચી "ભાવનગર" એ નામની નવી આગબોટ ૨૦૫ ટન વજ-

નની, લાંબી ફીટ ૧૪૧ ની બંધાવી તેને સમુદ્રમાં નાંખવાની ક્રિયા સને ૧૮૭૯ ના મે માસમાં મુંબઈની ગોદીમાં કરવામાં આવી.

મી. પરસીવલ સરખા અક્કલવંત અને ઉદાર દિલના રાજ્યના ખેરખાહ અમલદારના શુભ કામની યાદગીરી કાયમ રહેવા પરસીવલ **"પરસીવલ ફાઉટન"** (ફુવારો) કરાવી એ પાછળ પુષ્કળ રૂપીઆ ખરચ્યા. એ સિવાય ભાવનગર એંગ્લો વર્નાક્યુલર સ્કુલ, અને હાથબ ગામે હવા ખાવાનો બંગલો એ વગેરે જાહેર બાંધ કામો પાછળ પુષ્કળ રાજ્ય લક્ષ્મી ખરચી. અને હજુ પણ તેવાં પરોપકારી કામોમાં વધારો કરતા જાયછે.

અમો સર્વ શક્તિમાન પરમકૃપાળુ પરમેશ્વર પાસે માગીએ છીએ કે હજુ પણ આ સંસ્થાન દિનપરદિન વધારે આબાદ થાઓ, રૈયત સુખી થાઓ, અને રાજાઓ મોખડાજી, ધુનોજી, ભાવસિંહજી, વખતસિંહજી, વિજયસિંહજી, જસવંતસિંહજી જેવા ભલા, બહાદુર, પરાક્રમી અને પ્રજાહીતેચ્છુ નીકળો, રૈયતને સુખ ને ઈનસાફ આપો. અને વેપાર રોજગાર ને હુન્નરાદિને ઉત્તેજન આપી દેશની આબાદી વધારો, પ્રજાના સુખમાં તથા સંતોષમાં વૃદ્ધિ કરો. તથાસ્તુ.

# उत्तरोत्तर राज्यकर्त्ता.

१ ચંદ્ર
૨ બુધ
૩ પુરૂરવા
૪ આયુશ્ય
૫ નહુષ
૬ અયાતી
૭ પુરૂ
૮ જન્મેજય
૯ પ્રાચિનવાન
૧૦ સંયાતી
૧૧ અહંયાતી
૧૨ સાર્વભૌમ
૧૩ જયત્સેન
૧૪ અવાચીન
૧૫ અરીહ
૧૬ મહાભૌમ
૧૭ અયુતનાઇ
૧૮ અક્રોધ
૧૯ દેવાતીથી
૨૦ અરીહ
૨૧ દ્રેક્ષ
૨૨ મતીનાર
૨૩ તંસુ
૨૪ ઇલીન
૨૫ દુષ્યંત
૨૬ ભરત
૨૭ ભુમન્યુ
૨૮ સુહોત્ર
૨૯ હસ્તી
૩૦ વૈકુંડ
૩૧ અજમીઢ
૩૨ સુવર્ણ
૩૩ કુરૂ
૩૪ વીદુર
૩૫ અનસવા
૩૬ પરીક્ષત
૩૭ ભીમસેન
૩૮ પ્રતિશ્રવા
૩૯ પ્રતીપ
૪૦ શાંતનું
૪૧ દેવક્રત
૪૨ વીચીત્રવર્ય
૪૩ પાંડુ
૪૪ અર્જુન
૪૫ અભિમન્યુ
૪૬ પરીક્ષત
૪૭ જન્મેજય
૪૮ માનભદ્ર
૪૯ રાણકજી
૫૦ પૃથીરાજજી
૫૧ કુંવરપાળજી
૫૨ ગૌતમજી

૫૩ નરવાહન
૫૪ શાળીવાહન
૫૫ સદેવંતસિંહજી
૫૬ શુનકજી
૫૭ ધેડજી
૫૮ વીરમજી
૫૯ રામજી
૬૦ વછરાજજી
૬૧ સાંગાજી
૬૨ હંસરાજજી
૬૩ ધાડકજી
૬૪ ભોજરાજજી
૬૫ પૃથીરાજજી
૬૬ પૂર્ણચંદજી
૬૭ જેસંગજી
૬૮ ખુવલીમલજી
૬૯ અમરપાળજી
૭૦ સેજપાળજી
૭૧ ખેશમલજી
૭૨ ઝાંઝરજી
૭૩ શાજી
૭૪ અટમલજી
૭૫ વાઘજી
૭૬ અનંતજી
૭૭ લાજી
૭૮ શાજી
૭૯ ખેજપાળજી
૮૦ ઝાંઝરશી
૮૧ સેજકજી
૮૨ રાણજી
૮૩ મોખડાજી
૮૪ ડુંગરજી
૮૫ વીજોજી
૮૬ કાનજી
૮૭ રામજી
૮૮ શારંગજી
૮૯ શિવદાસ
૯૦ જેતજી
૯૧ રામદાસજી
૯૨ સંતદાસ
૯૩ વીસોજી
૯૪ ખુનોજી
૯૫ રતનજી
૯૬ હરભમજી
૯૭ અખેરાજજી
૯૮ રતનજી
૯૯ ભાવસિંહજી
૧૦૦ અખેરાજજી
૧૦૧ વખતસિંહજી
૧૦૨ વિજયસિંહજી
૧૦૩ અખેરાજજી ઉર્ફે દાજીરાજ
૧૦૪ જસવંતસિંહજી
૧૦૫ તખ્તસિંહજી

# शुद्धिपत्रक.

| પૃષ્ટ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
|---|---|---|---|
| ૩ | ૧૮ | દેવોની | દેવયાની |
| ૫ | ૧૨ | જાનાખેરગઢ | જુનાખેરગઢ |
| ૭ | ૧૮ | અંબારામ | ગંગારામ |
| ૮ | ૧૧ | તેને | તેમને |
| ૯ | ૨૩ | આયાં | આપ્યાં |
| ૧૧ | ૧૫ | એ ભલે | એભલે |
| ૧૮ | ૬ | નીશ્ચય | નિશ્ચય |
| ૨૧ | ૧ | લુગડામાં | લગડામાં |
| ૨૩ | ૧ | આ કોલાથી | આકોલાળી |
| ૨૩ | ૭ | ગારીયા ધારવાળાને | ગારીયાધારવાળાને |
| ૨૯ | ૨ | સ્વગ | સ્વર્ગ |
| ૩૧ | ૨ | ખાસીયા | ખસીયા |
| ૩૪ | ૮ | ૧૭૦૩ | ૧૬૮૩ |
| ૩૬ | ૧૪ | શીવાજી | ભીમાજી |
| ૩૬ | ૧૬ | ” | ” |
| ૫૩ | ૧૦ | ખાપલા | ખાયલા |
| ૫૫ | ૪ | ખાચરનીજ સામે | ખાચરની તથા જસાને |
| ૮૦ | ૧૯ | પ્રાચીન | પ્રાચી |

| પૃષ્ઠ. | પંક્તિ. | અશુદ્ધ. | શુદ્ધ. |
| --- | --- | --- | --- |
| ૮૪ | ૨૧ | સંતોષરામ | શિવકરામ |
| ૮૭ | ૧૨ | "જનબળ" | "જનબાળ" |
| ૮૮ | ૩ | ભાવાજી | ભાવશંગજી |
| ૯૨ | ૨૦ | સ્વતંત્ર | સ્વતંત્ર હક તથા |
| ૯૮ | ૯ | બનોદોષ | બેનો દોષ |
| ૧૦૯ | ૧૫ | હપરી | ઉપરી |
| ૧૧૦ | ૬ | જરૂર | જમરૂં |
| ૧૧૬ | ૧૭ | કર્યો | રહ્યો |
| ૧૧૭ | ૩ | ફીટઝીરાલ્ડ | ફીટઝરાલ્ડ |
| ૧૧૭ | ૧૪ | વાલાશાન | વાલીશાન |
| ૧૨૫ | ૧૬ | ૪૧ દેવકુત | ૦ |
| ૧૨૬ | ૨૭ | ૭૯ શ્રીજપાળજી | ૦ |

———o o•———